

પુષ્પદંત વિરચિત

# શિવ મહિમ્ન સ્તોત્ર

ભાસ્કર પુસ્તકાલય ટાવર રોડ, સુરત.

1940

## શીવ કવચ મહાત્મ, તથા ભજનો સાથે

મૂળ શ્લોક, તેના ગુજરાતી ઉચ્ચાર તથા સરળ ગુજરાતી ટીકા



પુષ્પદંત વિરચિત

# શિવ મહિમ્ન સ્તોત્ર

આ ઠેકાણું : પુસ્તકાલય ટાવર રોડ, સુરત.



કીંમત પાંચ આના.

## શીવ કવચ મહાત્મ, તથા ભજનો સાથે

મૂળ શ્લોક, તેના ગુજરાતી ઉચ્ચાર, તથા તેની સરળ

ગુજરાતી ટીકા સાથે

પુષ્પદંત વીરચીત

# શિવ મહિમ્નસ્તોત્ર

મૂળ અને ગુજરાતી ટીકા તથા મહાત્મ્ય સહિત




શ્રી હરિહર પુસ્તકાલય, ટાવર રોડ-સુરત.

# શ્રી શિવ મહિમ્ન સ્તોત્રનું મહાત્મ્ય

શ્રી **મહિમ્નસ્તોત્ર શ્રીશંકરની** સ્તુતિ રૂપે સંસ્કૃતમાં લખાયેલું નાનું પણ અતી ઉંચા અર્થ ગાંભીર્યવાળું રસીક સ્તોત્ર-કાવ્ય છે. એનો અર્થ મહિમાનું સ્તોત્ર છે. તે યથાર્થજ છે. પ્રાચીન સમયથી તે ઘણી પ્રતિષ્ઠા પામેલું છે બ્રાહ્મણો શિવપૂજનમાં રૂદ્રાભિષેક કરતી વખતે રૂદ્રી (વેદની સંહિતામાંથી ખાસ તારવી કાઢેલા મંત્રો) નો પાઠ કરે છે અને શૂદ્રો અને સ્ત્રીઓને વેદનો અધિકાર નથી એટલે તેમને રૂદ્રાભિષેકની ક્રિયામાં રૂદ્રીને સ્થાને **મહિમ્નસ્તોત્ર** બોલવાનો પ્રચાર છે. શંકરને જેવો રૂદ્રીનો પાઠ પ્રિય છે તેટલોજ **મહિમ્નસ્તોત્રનો પાઠ પ્રિય છે.**

સ્તોત્રની ઉત્પત્તિઃ-**કુશુમદશન**-પુષ્પદંત (શ્લોક ૩૭) નામે એક એક ગંધર્વરાજ હતા. તે કોઇ રાજાના ઉપવનમાંથી હંમેશાં પોતાની અદ્રશ્ય થવાની વિદ્યા વડે મહાદેવની પૂજાને માટે પુષ્પો ચોરી જતા હતા. આ ચોર કોણ છે તેને પકડવાને ઘણા પ્રયત્નો કર્યા પણ ચોર પકડાયો નહિ છેવટે રાજાએ જાણ્યું કે આ ચોર કોઇ મનુષ્ય નહિ પણ યક્ષ, ગંધર્વ કે વિદ્યાધર હોવો જોઇએ. અદ્રશ્ય થવાની પોતાની શક્તિ વડે તે હંમેશાં મારી વાડીમાંથી પુષ્પો ચોરી જાય છે. મેં સાંભળ્યું છે કે એવા ચોરના માર્ગમાં શિવનિર્માલ્ય વેરવામાં આવે તો તેના ઉલ્લંઘનથી તેની એ શક્તિ હણાઇ જાય છે. માટે મારે આ ઉપચાર કરવો જોઇએ. તેણે પોતાના ઉપવનમાં બધે શિવનિર્માલ્ય વેરી દીધા. ગાંધર્વરાજ આવ્યો-પુષ્પો લીધાં પણ તે લઇને પોતાના સ્થાન પ્રત્યે પાછો અદ્રશ્ય થઇ શકયો નહિ. પોતાના સિદ્ધ સ્વભાવ બળથી તેણે ધ્યાન કરી જોયું તો એને માલમ પડયું કે મેં શિવ નિર્માલ્ય ઓળંગી શિવજીનો અપરાધ કર્યો છે. તેથી મારી શક્તિ નાશ પામી છે. જેના અપરાધથી-હું શક્તિભ્રષ્ટ થયો છું, હવે એ શીવનીજ મારે સ્તુતિ કરવી તેજ દયાળું મહાદેવજી મને પ્રસન્ન થશે અને આવેલી આપત્તિમાંથી બચાવશે. ગંધર્વરાજે શ્રીશંકરની સ્તુતિ કરી. જેનું નામ પુષ્પદંત વિરચિત **મહિમ્ન સ્તોત્ર** છે.

આ સ્તોત્રનું ભાષાંતર ઘણી ભાષાઓમાં થયું છે.

**જયશંકર બળવંતરામ ત્રિવેદી, શાહપોર-સુરત.**

# ॥ सटीक महिम्नस्तोत्र ॥

[ પુષ્પદંત ઉવાચ. ]

श्रीगणेशाय नमः ॥ पुष्पदंत उवाच ॥

महिम्नः पारं ते परमविदुषो यद्यसदृशी
स्तुतिर्ब्रह्मादीनामपि तदवसन्नास्त्वयि गिरः॥
अथाऽवाच्यः सर्वः स्वमतिपरिणामावधि गृणन्
ममाप्येष स्तोत्रे हर निरपवादः परिकरः ॥१॥

મહિમ્નઃ પારં તે પરમ વિદુષો યદ્યસદૃશી
સ્તુતિર્ બ્રહ્માદીના- મપિ તદવસ ન્નાસ્ત્વવયિ ગિરઃ;
અથાવાચ્યઃ સર્વઃ સ્વમતિપરિણા- માવધિ ગૃણન્
મમાપ્યેષ સ્તોત્રે હર! નિરપવા- દઃ પરિકરઃ;

અર્થઃ-હે ભગવાન ! આપના નિર્ગુણ સ્વરૂપના મહિમાનો પાર પુરૂષો જાણતા નથી; કારણ કે આપનું નિર્ગુણ સ્વરુપ મનવાણીથી પર છે. તેમજ આપને, પુરૂષોએ કરેલી સ્તુતિ પણ વર્ણવી શકતી નથી, બ્રહ્માદિકનો સંસ્કૃત ભાષાનો શબ્દ ભંડાર પણ આપનું નિર્ગુણ સ્વરૂપ વર્ણવી શકતો નથી. બ્રહ્માદિકની વાણી પણ હે મહિમ્ન ! તને વર્ણવવા માટે સમર્થ નથી, પણ જેમ પક્ષીઓ પોતપોતાની શક્તિ પ્રમાણે ઉડે છે, તેજ પ્રમાણે

સર્વે જન પોતપોતાની બુદ્ધિને અનુસરીને આપની સ્તુતિ કરે છે. તેથી સર્વે સ્તુતી કરનારાઓ તેમનો દોષ હોય તો પણ નિર્દોષ છે, આ મહિમ્ન સ્તોત્ર બાબત મારો પ્રયત્ન પણ તેજ દૃષ્ટિએ નિર્દોષ છે.

अतीतः पंथानं तव च महिमा वाङ्मनसयो-
रतद्व्यावृत्त्या यं चकितमभिधत्ते श्रुतिरपि ॥
स कस्य स्तोतव्यः कतिविधगुणः कस्य विषयः
पदे त्वर्वाचीने पतति न मनः कस्य न वचः ॥२॥

અતીતઃ પંથાનં તવ ચ મહિમા વાઙ્મનસયો-
રતદ્વ્યાવૃત્યા યં ચકિતમભિધત્ તે શ્રુતિરપિ;
સ કસ્ય સ્તોતવ્યઃ કતિર્વિધગુણઃ કસ્ય વિષયઃ
પદે ત્વર્વાચીને પતતિ ન મનઃ કસ્ય ન વચઃ ॥૨॥

અર્થઃ-હે ભગવાન! આપનો મહિમા મન તથા વાણી વડે જાણવામાં આવતો નથી અને આપના મહિમાનું શ્રુતિયો પણ ગૌરવપૂર્વક એજ રીતનું વર્ણન કરે છે, નેતિઃ વાક્યવડે વેદ સગુણ સ્વરૂપનો નિષેધ કરવા છતાં બીજા અર્થવડે સગુણ વસ્તુનું પ્રતિપાદન પણ કરે છે; આપનો એ રીતનો અપાર મહિમા વર્ણવવાને કોઈ પુરૂષ શક્તિવાન નથી, તેમજ આપ કોઈપણ પુરૂષને ઈંદ્રિગોચર પણ નથી. આમ તમારૂં નિર્ગુણ સ્વરૂપ બધાને અગમ્ય છે અને તમારા સગુણ સ્વરૂપને

વર્ણવવા માટે સંસ્કૃતાદિ ભાષાઓમાં શક્તિ નથી, તે છતાં તારા સગુણ સ્વરૂપની તો હે મહિમ્ન ! બધાજ સ્તુતિ કરે છે.

मधुस्फीता वाचः परमममृतं निर्मितवत-
 स्तव ब्रह्मन्किं वागपि सुरगुरोर्विस्मयपदम् ॥
मम त्वेतां वाणीं गुणकथनपुण्येन भवतः
 पुनामीत्यर्थेऽस्मिन्पु पुरमथन ! बुद्धिर्व्यवसिता ॥३॥

મધુસ્ફીતા વાચઃ પરમમમૃતં નિર્મિતવતસ-
 તવ બ્રહ્મન્ ! કિંવા-ગપિ સુરગુરોરવિસ્મયપદમ્
મમ ત્વેતાં વાણીં ગુણકથનપુણ્યેન ભવતઃ
 પુનામીત્યર્થેઽસ્મિન્ પુરમથન ! બુદ્ધિર્વ્યવસિતા ॥૩॥

અર્થ:—હે ભગવાન ! મારી સ્તુતિ તને કોઈ પણ પ્રકારે યથાર્થ વર્ણવી શકતી નથી. કારણ કે તું વેદોની મધ જેવી મધુર વાણીનો રચયિતા છે. હે ભગવન ! વાણીના ભંડાર રૂપ બ્રહ્માદિની સ્તુતિ પણ ખુશ ન કરી શકે, તો મારી સ્તુતિ તમને કયાંથી સંતોષ આપી શકે ? હું આ બધું જાણું છું. છતાં તમારી સ્તુતિ કરૂં છું, એનું કારણ એ છે કે હું તમારા સ્તવનથી મારી વાણીને નિર્મળ કરૂં છું, એમજ હું માનું છું. મારી વાણીથી તમે આનંદ પામો એ મારી ધારણા જ નથી. આજ કારણથી હું તમારી સ્તુતિમાં પ્રવૃત્ત થયો છું.

तवैश्वर्यं यत्तज्जगदुदयरक्षाप्रलयकृत्
 त्रयीवस्तु व्यस्तं तिसृषु गुणभिन्नासु तनुषु॥
अभव्यानामस्मिन्वरद रमणीयामरमणीं
 विहन्तुं व्याक्रोशीं विदधत इहैके जडधियः ॥४॥

તવૈશ્વર્યં યત્તજ્જગદુદયરક્ષાપ્રલયકૃત્-
 ત્રયીવસ્તુવ્યસ્તં તિસૃષુ ગુણભિન્નાસુ તનુષુ;
અભવ્યાનામસ્મિન્વરદ ! રમણીયામરમણીં
 વિહંતું વ્યોક્રોશીં વિદધત ઇહૈકે જડધિયઃ ॥૪॥

અર્થઃ—હે ભગવાન ! આપનું ઐશ્વર્ય જુદે જુદે રૂપે જુદા જુદા ગુણોએ કરીને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણ વ્યક્તિમાં આરોપિત છે અને એ બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્ર એ ત્રણ; સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો વડે જુદે જુદે રૂપે પ્રતીત થાય છે. વળી એ ઐશ્વર્ય ત્રણે લોકની ઉત્પત્તિ સ્થિતિ તથા તે ત્રણેનો પ્રલય કરવા છતાં બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્ર રૂપે રહે છે. હે ભગવાન ! તમારૂં આ રૂપ ન સમજી શકવાના કારણથી જડબુદ્ધિ-વાળાઓ આપના ઐશ્વર્યની નિંદા કરે છે, અને એ નિંદા પાપી પુરૂષોને પ્રિય લાગે છે; પરંતુ આપના સર્વજ્ઞાદિ ગુણયુક્ત ઐશ્વર્યની નિંદા શુદ્ધ મુમુક્ષુઓને અતિ અપ્રિય લાગે છે. ૪

किमीहः किंकायः स खलु किमुपायस्त्रिभुवनं
 किमाधारो धाता सृजति किमुपादान इति च ॥
अतर्क्यैश्वर्ये त्वय्यनवसरदुःस्थो हतधियः
 कुतर्कोऽयं कांश्चिन्मुखरयति मोहाय जगतः ॥५॥

કિમીહઃ કિંકાયઃ સ ખલુ કિમુપાયસ્ત્રિભુવનં
 કિમાધારો ધાતા સૃજતિ કિમુપાદાન ઇતિ ચ
અતર્ક્યૈશ્વર્યે ત્વય્યનવસરદુસ્થો હતાધિયઃ
 કુતર્કોઽયં કાંશ્ચિન્મુખરયતિ મોહાય જગતઃ ॥૫॥

અર્થઃ—હે ભગવાન! પરમેશ્વર ત્રણ ભુવનની ઉત્પત્તિ કરે છે. પરંતુ જડબુદ્ધિવાળાઓ "જગતને ઉત્પન્ન કરવા બાબતની શી ક્રિયા હશે, તે ક્રિયા કયા પ્રકારની હશે, તેના અમલમાં કયા કયા પ્રકારો યોજાયા હશે, જગતનો આધાર તથા જગતને ઉત્પન્ન કરવામાં નિમિત્ત અને ઉપાદાન કારણ શું હશે," એવો કુતર્ક કરે છે. હે પ્રભુ! એ કુતર્કનું તાત્પર્ય એ છે કે જગતભરના આપના ભક્તોના ચિત્તને ભ્રમણા પમાડવી. આપને વિષે એવા કુતર્ક કરવા એજ અયોગ્ય છે; કારણ કે, આપ તો અચિંત્ય મહાત્મ્યથી યુક્ત છો. ૫

अजन्मानो लोकाः किमवयववन्तोऽपि जगता-
 मधिष्ठातारं किं भवविधिरनादृत्य भवति ॥
अनीशो वा कुर्याद्भुवनजनने कः परिकरो
यतो मंदास्त्वां प्रत्यमरवर! संशेरत इमे ॥६॥

અજન્માનો લોકાઃ કિમવયવવંતોઽપિ જગતા-
મધિષ્ટાતાર કિં ભવવિધિરનાદ્દત્ય ભવતિ
અનીશો વા કુર્યાદ્ ભુવનજનને કઃ પરિકરો
યતો મંદાસ્ત્વાં પ્રત્યમરવર! સંશેરત ઇમે ॥૬॥

અર્થઃ–હે ભગવાન! આપ સવ દેવોમાં શ્રેષ્ઠ છો, છતાં "આ દૃષ્યમાન સમસ્તલોક સાકાર છે, આમ જગત સાકાર હોવા છતાં તે અજન્મા હશે એ સંભવિત નથી; કારણ કે જે સાકાર વસ્તુ છે તેનો જન્મ પણ હોય જ છે. જેમ ઘડો સાકાર છે, તેથી તે ઉત્પત્તિમાન છે; તેમ આ જગત અધીષ્ઠાન પરમેશ્વરની અપેક્ષા વગર ઉત્પન્ન કેવી રીતે થતું હશે; ઇશ્વર સીવાય બીજો કોઇ જગકર્તા હશે?" બ્રહ્માંડને ઉત્પન્ન કરવામાં આપ વિષે આવા અનેક પ્રકારના સંદેહ મૂઢજનોમાં થાય છે. પરંતુ આપને વિષે સંશય કરવો યોગ્ય નથી. તેમ જ આપ કરતાં બીજો કોઇ સમર્થ પણ નથી. ૬

त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति
प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च ॥
रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥ ७ ॥

ત્રયી સાંખ્યં યોગઃ પશુપતિમતં વૈષ્ણુવમિતિ
પ્રભિન્ને પ્રસ્થાને પરમિદમદઃ પથ્યમિતિ ચ;

રૂચીનાં વૈચિત્ર્યાદૃજુકુટિલનાનાપથજુષાં
નૃણામેકોગમ્યસ્ત્વમસિ પયસામર્ણવ ઈવ ॥૭॥

અર્થઃ—ત્રણ વાકયોવડે ત્રણ વેદ તમારી પ્રાપ્તિનો માર્ગ બતાવે છે. સાંખ્યવડે કપિલ, યોગ-શાસ્ત્રદ્વારા પતંજલિમુનિ તથા ન્યાય એટલે વૈશેષિક શાસ્ત્ર, પશુપતિ મતવડે શૈવો તથા નારદ જેઓ 'નારદ પંચરાત્ર'ના રચનાર છે તેઓ, વૈષ્ણવ મત દ્વારા તમારી પ્રાપ્તિના ભિન્ન ભિન્ન માર્ગો બતાવે છે. આ મુખ્ય પાંચ પાંચ ભેદ છે, અને સકલ મતવાદીઓ અહંકારવડે પોતપોતાના સિદ્ધાંતને જુદા માને છે. પરંતુ જેમ સર્વ નદી-ઓનાં જળ પ્રથક્ પ્રથક્ માર્ગોવડે એક જ સમુદ્રમાં મળી જાય છે, તેમ અધિકાર ભેદવડે આપ એક પ્રભુ સઘળા જ મુમુક્ષુઓને પ્રાપ્ત થાઓ છો. ૭

महोक्षः खट्वाङ्गं परशुरजिनं भस्म फणिनः
कपालं चेतीयत्तव वरद ! तंत्रोपकरणम् ॥
सुरास्तां तामृद्धिं दधति तु भवद्भ्रूप्रणिहितां
न हि स्वात्मारामं विषयमृगतृष्णा भ्रमयति ॥८॥

મહોક્ષઃ ખટ્વાંગં પરશુરજિનં ભસ્મ ફણિનઃ
કપાલં ચેતીયત્તવ વરદ ! તંત્રોપકરણમ્ ।
સુરાસ્તાંતામૃદ્ધિં દધતિ તુ ભવદ્ભ્રૂપ્રણિહિતાં
ન હિ સ્વાત્મારામં વિષયમૃગતૃષ્ણાભ્રમયતિ ॥ ૮ ॥

અર્થઃ—હે જટાધારી! જટા, ભસ્મ, નંદી, દંડ. ફરશી, વ્યાઘ્રચર્મ, વગેરે તારા જીવનનિર્વાહના સાધનો છે. છતાં તે આપેલી સંપત્તિને રાજાઓ પણ ભોગવે છે. અભયના દાતા! વિષયો ઝાંઝવાના જળ જેવા છે તે આત્માથીજ પ્રસન્ન એવા યોગીને બ્રહ્મનિષ્ઠાથી ચલાયમાન કરી શકતાં નથી.

ध्रुवं कश्चित्सर्वं सकलमपरस्त्वध्रुवमिदं
परो ध्रौव्याध्रौव्ये जगति गदति व्यस्तविषये ॥
समस्तेऽप्येतस्मिन्पुरमथन तैर्विस्मित इव
स्तुवन्जिह्रेमि त्वां न खलु ननु धृष्टा मुखरता ॥९॥

ધ્રુવં કશ્ચીત્સર્વં સકલમપરસ્ત્વધ્રુવમિંદં
પરો ધ્રૌવ્યાધ્રૌવ્યે જગતિ ગદાત વ્યસ્તવિષયે ॥
સમસ્તેઽપ્યેતસ્મિન્પુરમથન! તૈર્વિસ્મિત ઇવ
સ્તુવન્જિહ્રેમિત્વાં ન ખલુ નનુ ધૃષ્ટા મુખરતા ॥૯॥

અર્થઃ—હે પુરમથન! કેટલાક સાંખ્ય અને પાતંજલ મતવાળા મિમાંસકો સર્વ જગતને—નિત્ય માને છે, કેટલાક બૌધમતના નાસ્તિકો આ જગતને અનિત્ય માને છે. બીજા મતવાળાં નાસ્તકો આ જગતને નિત્યાનિત્ય માને છે. એ રીતે ભિન્ન ભિન્ન મતવાદી લોકો આ જગતને ભિન્નભિન્ન પ્રકૃતિયુકત માને છે. આ ભિન્નભિન્ન મતોવાળા તમારા સ્વરૂપને જાણતા નથી, તેમ જ હું

પણ તે સ્વરૂપને જાણતો નથી. તોએ હું મારી હાંસી થવાનો ભય તજીને તમારી જ પ્રાર્થના મારા શબ્દોથી કરૂં છું.

तवैश्वर्यं यत्नाद्यदुपरि विरंचिर्हरिरधः
परिच्छेत्तुं यातावनलमनलस्कंन्धवपुषः ॥
ततो भक्तिश्रद्धाभरगुरुगृणद्भ्यां गिरिश ! यत्
त्स्वयं तस्थे ताभ्यां तव किमनुवृत्तिर्न फलति ॥१०॥

તવૈશ્વર્યં યત્નાદ્યદુપરિ વિરિંચિર્હરિરધ:
પરિચ્છેત્તું યાતાવનલમનલસ્કંધવપુષઃ।
તતો ભક્તિશ્રદ્ધાભરગુરૂગૃણદ્ભ્યાં ગિરિશ યત્
સ્વયં તસ્થે તાભ્યાં તવ કિમનુવૃત્તિર્ન ફલતિ ।૧૦।

અર્થ:-આપના ઐશ્વર્યનો અંત લેવા સારૂ બ્રહ્મદેવ આકાશ તરફ અને વિષ્ણુ પાતાળમાં ગયા હતા. પરંતુ ઉભયમાંના કોઈને પણ આપની લીલાનો અંત પ્રાપ્ત થયો નહિ. કારણ કે આપ પ્રભુ તો વાયુ અને અગ્નિ સ્વરૂપ છો, તેમાં વાયુતત્ત્વપર્યંત લિંગનું મુળ છે. બ્રહ્મદેવ માત્ર બ્રહ્માણ્ડના અને વિષ્ણુ માત્ર જળતત્વના નિવાસી છે, માટે આપનું ઐશ્વર્ય જાણવાને કોઈ સમર્થ થતા નથી, અને એ બ્રહ્માવિષ્ણુના અંતરમાં આપ સ્વત: પ્રાકટય-માન છો. તેથીજ બ્રહ્મા અને વિષ્ણુ શ્રદ્ધા અને ભકિત વડે આપની સ્તુતિ કરે છે. હે ભગવાન! આપની

સેવા, ફળની પ્રાપ્તિ કરતી નહિ હોય; એમ માનવું એ કેવળ મુર્ખતા છે; આપ ઇશ્વરની ભક્તિ તો સાક્ષાત પરંપરાગત ફળને આપનારી છે. ૧૦

अयत्नादापाद्य त्रिभुवनमवैरव्यतिकरं
दशास्यो यद्बाहूनभृत रणकण्डूपरवशान् ॥
शिरःपद्मश्रेणीरचितचरणाम्भोरुहबलेः
स्थिरायास्त्वद्भक्तेस्त्रिपुरहर! विस्फूर्जितमिदम् ॥११॥

અયત્નાદાપાદ્ય ત્રિભુવનમવૈરવ્યતિકરં
દશાસ્યો યદ્બાહૂનભૃત રણકંડૂપરવશાન્ ।
શિરઃપદ્મશ્રેણીરચિતચરણાં ભોરૂહબલે
સ્થિરાયાસ્ત્વદ્ભક્તે સ્ત્રિપુરહર વિસ્ફુર્જિતમિદમ્

અર્થઃ—હે ત્રિપુરનાશક ! યુદ્ધની ઇચ્છાને લીધે સદા ઉન્મત્ત થઈ રહેલા વીસ ભુજાઓ યુક્ત રાવણને યંત્રરહિતપણે નિઃશત્રુયુક્ત ત્રિભુવનનું રાજ્ય પ્રાપ્ત થયું. તેમાં રાવણનું પરાક્રમ માત્ર આપની સ્થિર ભક્તિનેજ આભારી છે, એ ભક્તિ એવી છે કે રાવણે પોતાનાં દસ મસ્તક પોતાને હાથે જ છેદી, તેની પંક્તિ કરી કમળની પેઠે આપ પ્રભુને ચરણે બલિદાન આપ્યા હતા. વિશેષ કરીને આપનું પૂજન સર્વને સકળ વસ્તુની અધિકતાથી પ્રાપ્તિ થવાના હેતુ રૂપે છે. ૧૧

अमुष्य त्वत्सेवासमधिगतसारं भुजवनं
बलात्कैलासेऽपि त्वदधिवसतौ विक्रमयतः ॥
अलभ्या पातालेऽप्यलसचलिताङ्गुष्ठशिरसि
प्रतिष्ठा त्वय्यासीद्ध्रुवमुपचितो मुह्यति खलः॥१२॥

અમુષ્ય ત્વત્સેવાસમાધિગતસારં ભુજવનં
બલાત્કૈલાસેપિ ત્વદધિવસતૌ વિક્રમયતઃ ।
અલભ્યાપાતાલે પ્યલસચલિતાં ગુષ્ઠશિરસિ
પ્રતિષ્ઠાત્વય્યાસીદ્ધ્રુવમુપચિતો મુહ્યતિ ખલઃ ॥૧૨॥

અર્થઃ—હે ભગવાન! રાવણ આપની સમીપ કૈલાસમાં વસતો હતો ત્યારે પણ તે આપને પોતાની વીસ ભુજાઓનું પરાક્રમ દેખાડતો હતો, આપના બળને લીધે એ પાતાળમાં ટકી શક્યો નહિ. આપની સેવા ભક્તિને લીધે રાવણને બળ પ્રાપ્ત થયું. તથાપિ આપે આપના અંગુઠાનો ભાર રાવણના મસ્તક પર અનાયાસે દીધો, એટલામાં તો તેનાથી પાતાળમાં રહેવાયું નહિ. વિશેષ કરીને પારકા ઐશ્વર્યને પામેલા જે દુષ્ટ જન મોહ પામે છે, તેમને મહાન પુરૂષની કૃપા ફળદાતા થતી નથી. ૧૨

यदृद्धिं सुत्राम्णो वरद ! परमोच्चैरपि सती
मधश्चक्रे बाणः परिजनविधेयत्रिभुवनः ॥
न तच्चित्रं तस्मिन्वरिवसितरि त्वच्चरणयोर्न-
कस्या उन्नत्यै भवति शिरसस्त्वय्यवनतिः ॥१३॥

યદૃદ્ધિ સુત્રામ્ણો વરદ પરમોચ્ચૈરપિ સતી
 મધશ્ચક્રે બાણઃ પારિજનવિધેયત્રિભુવનઃ ;-
ન તચ્ચિત્રં તસ્મિન્ વરિવસિતરિ ત્વચ્ચરણયોર્-
 નકસ્યા ઉન્નત્યૈ ભવતિ શિરસસ્ત્વય્યવનતિઃ ॥ ૧૩ ॥

અર્થઃ—હે વરદાતા પ્રભુ! ઇંદ્રથી પણ અતિ ઉત્કૃષ્ટ સમૃદ્ધિથી ભરેલા આ ત્રણે ભુવનોને દાસત્વપણે વરતાવનારો બાણાસુર પાતાળમાં લેઈ ગયો હતો, એમાં કાંઇ આશ્ચર્ય નથી; કારણ કે તે આપના ચરણની પુજા કરનારો હતો; જે જનો આપને વંદે છે, તેઓને ફળની પ્રાપ્તિ થાય એ પ્રત્યક્ષ જ છે. ૧૩

अकाण्डब्रह्माण्डक्षयचकितदेवासुरकृपा-
 विधेयस्यासीद्यस्त्रिनयन ! विषं संहृतवतः ॥
स कल्माषः कण्ठे तव न कुरुते न श्रियमहो
 विकारोऽपि श्लाघ्यो भुवनभयभङ्गव्यसनिनः॥१४

અકાંડબ્રહ્માંડ ક્ષયચકિતદેવાસુરકૃપા-
 વિધેયસ્યાઽઽસીદ્યસ્ત્રિનયન ! વિષં સંહૃતવતઃ ।
સ કલ્માષઃ કંઠે તવ ન કુરૂતે ન શ્રિયમહો
 વિકારોઽપિશ્લાધ્યો ભુવન ભય ભંગવ્યસનિનઃ ।૧૪।

અર્થઃ—હે ત્રિનયન! આપે કૃષ્ણ પાંડુર વર્ણના વિષનું પાન કર્યું, છતાં એ વિષ આપના કંઠમાંજ સ્થિર રહ્યું હોવાથી તે આપને

અતીશય શોભા આપે છે. અકાળ સમયે આવેલા બ્રહ્માંડના નાશને દેખીને, દેવો તથા અસુરો ભય પામવા લાગ્યા. તેમજ દેવ તથા અસુરોના કલેશને સારૂ આપે કૃપા કરીને વિષનું પાન કર્યું. તો હે પ્રભુ! સંસારી દુઃખો દુર કરવાનું આપને વ્યસનજ છે. ૧૪

असिद्धार्था नैव क्वचिदपि सदेवासुरनरे
निवर्तन्ते नित्यं जगति जयिनो यस्य विशिखाः ॥
स पश्यन्नीश ! त्वामितरसुरसाधारणमभूत्
स्मरःस्मर्तव्यात्मा न हि वशिषु पथ्यःपरिभवः॥१५॥

અસિદ્ધાર્થાનૈવ કવચિદપિ સદેવાસુરનરે
નિવર્તન્તે નિત્યં જગતિ જયિનો યસ્યવિશિખાઃ
સ પશ્યન્નીશ ત્વામિતર સુરસાધારણમભૂત્-
સ્મરઃ સ્મર્તવ્યાત્મા નહિ વશિષુ પથ્યઃપરિભવ ।

અર્થઃ—હે ઈશ ! કામદેવનું બાણ ભાગ્યા રહીત છે, તેથી તે બાણ આ જગતમાં દેવ, અસુર તથા નરલોકને જીતવાને નીષ્ફળ ન થતાં સર્વને વસ કરે છે; આપની સાથે પણ કામદેવ બીજા ઇંદ્રાદી દેવોની પેઠે વર્તવા લાગ્યો, તેથી તેનું આપે દહન કર્યું અને સ્મરણ માત્રનું જ કામદેવનું શરીર બાકી રાખ્યું. એ કનીષ્ટ થયો એનું કારણ માત્ર જીતેંદ્રિય પુરૂષોને ભય પમાડવાનું છે, એ

સુખનો હેતુ નથી, કારણ કે ઇશ્વરનો અનાદર એ વિનાશકારક છે. ૧૫

**मही पादाघाताद्व्रजति सहसा संशयपदं**
**पदं विष्णोर्भ्राम्यद्भुजपरिघरुग्णग्रहगणम् ॥**
**मुहुर्द्यौर्दौस्थ्यं यात्यनिभृतजाटाताडिततटा**
**जगद्रक्षायै त्वं नटसि ननु वामैव विभुता ॥१६॥**

મહીપાદાઘાતાદ્વ્રજતિ સહસા સંશયપદં
પદંવિષ્ણોર્ભ્રામ્યદ્ ભુજપરિઘરૂગ્ણગ્રહગણમ્ ।
મુહુર્દ્યૌર્દૌસ્થ્યં યાત્યનિભૃત જટા તાડિતતટા
જગદ્રક્ષાયૈત્વં નટસિ નનુવામૈવ વિભુતા ॥ ૧૬ ॥

અર્થઃ—હે ભગવાન! આપે જગતના રક્ષણ તથા દુષ્ટોના નાશને અર્થે, પૃથ્વી ઉપર ચરણો મૂકતાં, પૃથ્વી નીચી ઉંચી થવા લાગી હતી, એવું તમે નૃત્ય કર્યું, એ તાંડવ નૃત્ય વખતે હાવભાવ માટે આપે ભુજાઓ હલાવી તેના આઘાતથી વિષ્ણુલોક, તારા, નક્ષત્રો આદિનો નાશ થવાની શંકા થવા લાગી. અને ઉભય સ્વર્ગદ્વાર વ્યથા પામ્યાં. તેમજ તારા નૃત્યથી સ્વર્ગનું એક પાસું તાડિત થયું. આપનુ એ ઐશ્વર્ય દેખીતી રીતે વિપરીત છે, તો પણ તે જગતની રક્ષાને માટે જ છે.

**वियद्व्यापी तारागणगुणितफेनोद्गमरुचिः**
**प्रवाहो वारां यः पृषतलघुदृष्टः शिरसि ते ॥**

जगद्द्वीपाकारं जलधिवलयं तेन कृतमि-
त्यनेनैवोन्नेयं धृतमहिम दिव्यं तव वपुः ॥१७॥

વિયદ્‌વ્યાપી તારાગણગુણિતફેનોદ્‌ગમરૂચિઃ
પ્રવાહો વારાં યઃ પૃષતલઘુદૃષ્ટઃ શિરસિ તે ।
જગદ્દ્વીપાકારં જલધિવલયં તેન કૃતિમ-
ત્યનેનવોન્નેયધૃતમહિમ ! દિવ્યં તવ વપુઃ ॥૧૭॥

અર્થઃ—હે જગદાધાર ! આપના શરીરપર ગંગાનો મહાન પ્રવાહ ઝીણી ફરફરની પેઠે વરસતો દેખાય છે, તેથી તમારા વિરાટ સ્વરૂપનું ભાન થાય છે. એ જળ પ્રવાહ આકાશવત્ વ્યાપક અને તારા તથા નક્ષત્રોના સમૂહમાં ફીણ સમાન છતાં, તેનો ભાસ થાય છે; જેમ નગરની પાછળ ચોતરફ ખાઈ હોય છે. તેવાજ ગંગાના એ પ્રવાહે પૃથ્વીની ચોતરફ સર્વ જગતને આવરણ કર્યું છે. એથી આપના વિરાટ શરીરને અનુમાનથી જાણી શકાય છે કે આપનુ શરીર દિવ્યપ્રભાયુક્ત છે. ૧૭

रथः क्षोणी यन्ता शतधृतिरगेन्द्रो धनुरथो
रथांगे चंद्रार्कौ रथचरणपाणिः शर इति ॥
दिधक्षोस्ते कोऽयं त्रिपुरतृणमाडम्बरविधि-
र्विधेयैः क्रीडन्त्यो न खलु परतंत्राः प्रभुधियः ॥१८॥

રથઃક્ષોણી યંતા શતધૃતિરગેંદ્રો ધનુરથો
રથાંગે ચંદ્રાર્કૌ રથચરણપાણિઃ શર ઇતિ ।

દ્વિધક્ષોસ્તે કોઽયં ત્રિપુરતૃણુ આડંબરવિધિ-
ર્વિધેયૈઃ ક્રીડંત્યો ન ખલુ પરતંત્રાઃ પ્રભુધિયઃ ૧૮

અર્થ:—હે દેવ! જે સમયે ત્રિપુરને દહન કરવાની આપની ઇચ્છા થઈ, તે સમય પૃથ્વીરૂપી રથ, બ્રહ્મરૂપી સારથી, હિમાચળ પર્વતરૂપી ધનુષ, સુર્ય તથા ચંદ્રરૂપી રથનાં પૈડાં, જળરૂપી રથચરણ એટલે રથની પીંજણીઓ તથા વિષ્ણુરૂપી બાણ યોજીને તમે ત્રિપુરને હણ્યો. હે પ્રભો ! બલ, વીર્ય શકિત તથા બુદ્ધિ થકી યુક્ત પુરૂષો નિશ્ચય કરીને, પરાધીનપણે ક્રીડા ન કરતા, તમારી જ શકિતથી યશ અને આનંદ મેળવે છે. ૧૮

हरिस्ते साहस्रं कमलबलिमाधाय पदयो-
र्यदेकोने तस्मिन्निजमुदहरन्नेत्रकमलम् ॥
गतो भक्त्युद्रेकः परिणतिमसौ चक्रवपुषा
त्रयाणां रक्षायै त्रिपुरहर ! जागर्ति जगताम् ॥१९॥

હરિસ્તે સાહસ્રં કમલબલિમાધાય પદયો-
ર્યદેકોને તસ્મિન્નિજમુદહરન્નેત્રકમલમ્ ।
ગતો ભક્ત્યુદ્રેકઃ પરિણતિમસૌ ચક્રવપુષા
ત્રયાણાં રક્ષાયૈ ત્રિપુરહર ! જાગર્તિ જગતામ્ ॥૧૯॥

અર્થ:—હે ત્રિપુરહર ! આપના ચરણની પૂજા વિષ્ણુ સહસ્ર કમળવડે કરવા લાગ્યા! તેમાં એક કમળ ઓછું હોય તો પોતાના નેત્રને, કમળની તુલ્ય

સંકલ્પ કરીને અથવા પોતાના શરીરના કોઈ બીજા અવયવ આપને અર્પણ કરતા હતા. આવી દૃઢ ભકિતને લીધે ચક્રરૂપ ધારણ કરીને સ્વર્ગ, મૃત્યુ તથા પાતાળ એ ત્રણે લોકનું રક્ષણ આપ જ કરો છો, એ રીતે સુદર્શન ચક્રની શક્તિ વિષ્ણુને આપેજ આપેલી છે. ૧૯

क्रतौ सुप्ते जाग्रत्त्वमसि फलयोगे क्रतुमतां
क कर्म प्रध्वस्तं फलति पुरुषाराधनमृते ॥
अतस्त्वां संप्रेक्ष्य क्रतुषु फलदानप्रतिभुवं
श्रुतौ श्रद्धां बध्वा कृतपरिकरः कर्मसु जनः ॥२०॥

ક્રતૌ સુપ્તે જાગ્રત્વમસિ ફલયોગે ક્રતુમતાં
ક્વ કર્મ પ્રધ્વસ્તં ફલતિ પુરૂષારાધનમૃતે;
અતસ્ત્વાં સંપ્રેક્ષ્ય ક્રતુષુ ફલદાનપ્રતિભુવં
શ્રુતૌ શ્રદ્ધાં બધ્વા કૃતપરિકરઃ કર્મસુ જનઃ ॥૨૦॥

હે ત્રિલોકના સ્વામી! યજ્ઞાદિ ક્રિયાઓ પૂરી થઈ ગયા પછી, ઘણે વખતે, અને જે દેશમાં યજ્ઞ કર્યો હોય તેનાથી બીજે જ સ્થળે તથા આ જન્મમાં કરેલાં યજ્ઞાદિ ક્રિયાઓનું ફળ બીજાં જન્મમાં પણ અર્પવાને તું હંમેશાં જાગ્રત રહે છે. ચેતનરુપ ઇશ્વરની આરાધનાથી અને તને પ્રસન્ન કર્યાથી યજ્ઞના બધા ફળો મળે છે. હે પ્રભો! તું સર્વવ્યાપી છે, ત્હારી ઇચ્છા વગર

તૃણ પણ હાલી શકતું નથી. આથી યજ્ઞાદિ કાર્યોનાં ફલ આપવામાં તમને આધારભૂત માનીને જ લોકો શ્રુતિ વિગેરે શાસ્ત્રોમાં શ્રદ્ધા રાખી, કાર્યનો આરંભ કરે છે.

क्रियादक्षो दक्षः क्रतुपतिरधीशस्तनुभृता
मृषीणामार्त्विज्यं शरणद सदस्याः सुरगणाः ॥
क्रतुभ्रषस्त्वत्तः क्रतुफलविधानव्यसनिनो
ध्रुवं कर्तुः श्रद्धाविधुरमभिचाराय हि मखाः॥२१

(ક્રિયાદક્ષો દક્ષઃ ક્રતુપતિરધીશસ્તનુભૃતામ્
ઋષીણામાર્ત્વિજ્યં શરણદ ! સદસ્યાઃ સુરગણાઃ
ક્રતુભ્રેષસ્ત્વત્તઃ ક્રતુફલવિધાનવ્યસનિનો
ધ્રુવં કર્તુઃ શ્રદ્ધાવિધુરમભિચારાય હિ મખાઃ ॥૨૧॥

હે શરણે આવેલાને શરણ આપનાર ! યજ્ઞાદિ સત્કર્મો કરવામાં કુશળ, દક્ષનામે પ્રજાપતિ બ્રહ્મા પોતેજ યજ્ઞ કરવા બેઠા હતા, ત્રિકાલદર્શી ભૃગુ વિગેરે ઋષિઓ યજ્ઞ કરાવનારા હતા અને બ્રહ્માદિ દેવો સભામાં પ્રેક્ષકો તરિકે બેઠા હતા. આટલાં ઉત્તમ સામગ્રી અને સાધન હોવાં છતાં પણ યજ્ઞકર્તા–દક્ષે ફળની ઇચ્છા કરી હોવાથી, તમે એ યજ્ઞને ફલરહિત કરી દીધો હતો. એ યોગ્ય જ હતું. યજ્ઞાદિ ક્રિયાઓ નિષ્કામપણે ન કરતા તથા તમારા ઉપર શ્રદ્ધા રાખ્યા વિના યજ્ઞ કરીએ, તો એ યજ્ઞ; યજ્ઞ કર્તા માટે જ વિનાશરૂપ નિવડે છે.

प्रजानाथं नाथ प्रसभमभिकं स्वां दुहितरं
गतं रोहिद्भूतां रिरमयिषुमृष्यस्य वपुषा ॥
धनुष्पाणेर्यातं दिवमपि सपत्राकृतममुं
त्रसन्तं तेऽद्यापि त्यजति न मृगव्याधरभसः ॥२२॥

પ્રજાનાથં નાથ ! પ્રસભમભિકં સ્વાં દુહિતરં
ગતં રોહિદ્ભૂતાં રિરમયિષુમૃષ્યસ્ય વપુષા;
ધનુષ્પાણેર્યાતં દિવમપિ સપત્રાકૃતમમું
ત્રસંતં તેદ્યાપિ ત્યજતિ ન મૃગવ્યાધરભસઃ ॥૨૨॥

હે પ્રજાનાથ ઇશ્વર ! પોતાની દુહિતા સરસ્વ-તીનું લાવણ્ય જોઈ કામવશ થવાથી બ્રહ્મા ત્હેની પાછળ દોડયા. એટલે સરસ્વતીએ મૃગીનું રૂપ લીધું. ત્યારે બ્રહ્માએ મૃગશિર્ષનક્ષત્ર કહેવાય છે, તે મૃગનું રૂપ લઇને, ત્હેની સાથે ક્રીડા કરવા હઠ લીધી. એવામાં આપે જોયું કે આ અધર્મ થાય છે. માટે તેને ખચીત દંડ દેવો જોઇએ. તેથી આપે વ્યાધ નામક આર્દ્રાનક્ષત્રરૂપી શરને તેની પાછળ મૂક્યું હતું. આજસુધી પણ તે બાણરૂપી નક્ષત્ર કામી પ્રજાપતિની પુંઠ મૂકતું નથી.

स्वलावण्याशंसाधृतधनुषमह्नाय तृणवत्
पुरः प्लुष्टं दृष्ट्वा पुरमथन ! पुष्पायुधमपि ॥
यदि स्त्रैणं देवी यमनिरत ! देहार्धघटना-
दवैति त्वामद्धा बत वरद मुग्धा युवतयः ॥२३॥

સ્વભાવણુમારાં સાધૃતધનુષમહ્નાય તૃણવત્
પુરઃ પ્લુષ્ટં દૃષ્ટ્વા પુરમથન ! પુષ્પાયુધમપિ;
યદિ સ્ત્રૈણું દેવી યમનિરત ! દેહાર્ધઘટના-
દવૈતિ ત્વામદ્ધા બત વરદ ! મુગ્ધા યુવતયઃ ॥૨૩॥

હે ત્રિપુરારિ ! દક્ષકન્યા સતીએ પોતાના પિતાને ત્યાં પોતાનું અને પતિનું અપમાન થવાથી યજ્ઞમાં ઝંપલાવી યજ્ઞ ભ્રષ્ટ કર્યો હતો. ત્યાર પછી તેજ પતિને વરવાને બીજે જન્મે પર્વતની પુત્રી-પાર્વતી થઇ તેણે ભિલડીનો વેશ ધારણ કર્યો અને મહાદેવજી તપ કરતા હતા, ત્યાં ત્હેમને મોહ પમાડવાના અનેક પ્રયત્નો કર્યા, પણ તે વ્યર્થ નિવડ્યા. દેવોએ ધાર્યું કે યજ્ઞ વેળા થએલા અપમાનથી ક્રોધાયમાન થએલા મહાદેવજીનો ઉગ્રતાપ હવે આપણાથી સહન થઇ શકશે નહિ તેથી તે તાપને દૂર કરવાને પાર્વતી સાથે મહાદેવ કામવશ થઇ પરણે, એવા હેતુથી દેવોએ કામદેવને મોકલી આપ્યો હતો. કામદેવના પ્રભાવથી એકેએક બ્રહ્મજ્ઞાની બ્રહ્મમય જગતને નારીમય જોવા લાગ્યા. પરંતુ મહાદેવે તરત ત્રીજું નેત્ર ખોલી, પાર્વતીની સામેજ કામદેવને ભસ્મ કરી દીધો. આમ છતાં પણ પાર્વતીને, માત્ર વિરહદુઃખથી ઉગારવાને માટે જ તમે અર્ધાંગના પદ આપ્યું હતું. આ

તમારૂં કાર્ય જેઓ મૂઢ છે, તેઓ જ સ્ત્રીઆ-
શક્તિવાળું ગણે છે.

श्मशानेष्वा क्रीडा स्मरहर पिशाचाः सहचरा-
श्चिताभस्मालेपः स्रगपि नृकरोटीपरिकरः ॥
अमंगल्यं शीलं तव भवतु नामैवमखिलं
तथाऽपि स्मर्तॄणां वरद परमं मंगलमसि ॥२४॥

સ્મશાનેષ્વાક્રીડા સ્મરહર ! પિશાચાઃ સહચરા-
શ્ચિતાભસ્માલેપઃ સ્રગપિ નૃકરોટી પરિકરઃ ;
અમંગલ્યં શીલં તવ ભવતુ નામૈવમખીલં
તથાપિ સ્મર્તૄણાં વરદ ! પરમં મંગલમસિ. ॥૨૪॥

હે કામ વિનાશન ! સ્મશાનભૂમિમાં ચારે દિશાઓમાં ક્રીડા કરવી, ભૂતપ્રેતોની સાથે નાચવું, કૂદવું, અને ફરવું, ચિતાની રાખોડીને શરીરે ચોળવી, અને મનુષ્યોની ખોપરીઓની માળા પહેરવી, આવા પ્રકારનું તમારૂં ચરિત્ર કેવળ મંગલશૂન્ય છે, છતાં તમારૂં વારંવાર જે સ્મરણ કરે છે, તેને તો તમારૂં નામ મંગળમય હોઈ, તેને માટે તમારી ભક્તિ મંગળકારી છે.

मनः प्रत्यक् चित्ते सविधमवधायात्तमरुतः
प्रहृष्यद्रोमाणः प्रमदसलिलोत्संगितदृशः ॥
यदालोक्याह्लादं ह्रद इव निमज्ज्यामृतमये
दधत्यंतस्तत्त्वं किमपि यमिनस्तत्किल भवान्॥२५॥

મનઃ પ્રત્યક્ચિત્તે સવિધમવધાયાત્તમરૂતઃ
પ્રહૃષ્યદ્રોમાણઃ પ્રમદસલિલોત્સંગિતદૃશઃ ;
યદાલોક્યાહ્લાદં હ્રદ ઇવ નિમજ્જ્યામૃતમયે
દધત્યંતસ્તત્ત્વં કિમપિ યમિનસ્ તત્ કિલ ભવાન્ ।૨૫।

હે દાતા ! સત્ય—બ્રહ્મને શોધવા માટે અંતર્મુખ થએલા જે યોગીઓ છે, તેઓ મનને હૃદયમાં રોકીને, યોગ શાસ્ત્રમાં બતાવેલા યમ, નિયમ, આસન વડે પ્રાણાયામ કરે છે અને બ્રહ્માનંદનો અનુભવ મેળવે છે. એ અનુભવથી તેમના રોમાંચ ઉભા થઈ આનંદથી આંખોમાં હર્ષના આંસુ આવી જાય છે. આવી દુર્લભ્ય સ્થિતિને પ્રાપ્ત થએલા યોગીઓ, વાણી અને ઈન્દ્રિયોને અગમ્ય, માત્ર અનુભવથી જાણી શકાનારા અવર્ણનીય એવા ત્હારા તત્ત્વને અનુભવીને, જાણે અમૃતથી ભરેલા સરોવરમાં સ્નાન કરતાં હોય તેવો આનંદ મેળવે છે.

त्वमर्कस्त्वं सोमस्त्वमसि पवनस्त्वं हुतवह-
स्त्वमापस्त्वं व्योम त्वमु धरणिरात्मा त्वमिति च ॥
परिच्छिन्नामेवं त्वयि परिणता बिभ्रतु गिरं
न विद्मस्तत्तत्त्वं वयमिह तु यत्त्वं न भवसि ॥२६॥

ત્વમર્કસ્ત્વં સોમસ્ ત્વમસિ પવનસ્ ત્વં હુતવહસ્
ત્વમાપસ્ત્વં વ્યોમ ત્વમુ ધરણિરાત્મા ત્વમિતિ ચ ;
પરિચ્છિન્નામેવં ત્વયિ પરિણતા બિભ્રતિ ગિરં
ન વિદ્મસ્તત્તત્ત્વં વયમિહ તુ યત્ત્વં ન ભવસિ. ।।૨૬।।

હે વિશ્વંભર ! તું સૂર્ય છે, તું ચંદ્ર છે, તું પવન છે, તું અગ્નિ છે, તું જ પ્રાણી છે, તું પૃથ્વી છે અને આત્મા પણ તું છે, એમ જુદા જુદા સ્વરૂપમાં અનુભવી પુરૂષો ત્હને ઓળખે છે. પરંતુ હે પ્રભો ! તે બધાના રહસ્ય રૂપે તું આખા બ્રહ્માંડમાં સર્વવ્યાપી, સર્વનો કર્તા, ભોક્તા અને નાશકર્તા બનીને રહેલો છે.

त्रयीं तिस्रो वृत्तीस्त्रिभुवनमथो त्रीनपि सुरा-
नकाराद्यैर्वर्णैस्त्रिभिरभिदधत्तीर्णविकृति ॥
तुरीयं ते धाम ध्वनिभिरवरुन्धानमणुभिः
समस्तं व्यस्तं त्वां शरणद ! गृणात्योमिति पदम् ॥२७॥

ત્રયી તિસ્રો વૃત્તીસ્ ત્રિભુવનમથો ત્રીનપિ સુરા-
નકારાદ્યૈર્વર્ણૈસ્ત્રિભિરદધત્ તીર્ણવિકૃતિ;
તુરિયં તે ધામ ધ્વનિભિરવરૂધાનમણુભિઃ
સમસ્તં વ્યસ્તં ત્વાં શરણદ ! ગૃણાત્યોમિતિપદમ્ ૨૭

હે અશરણશરણ ! ત્રણ વેદો, ત્રણ અવસ્થાઓ, ત્રિલોક અને અકારાદિ ત્રણ અક્ષરોથી બનેલા ૐકારપદ એ બધા તમારૂં જ વર્ણન કરે છે. અને તમને અકારથી સ્થૂલ પ્રપંચોરૂપ, ઉકારથી સૂક્ષ્મ પ્રપંચોરૂપ અને મકારથી સ્થૂલસૂક્ષ્મપ્રપંચયુક્ત માયારૂપ જણાવે છે. વળી યોગની ચોથી અવસ્થા વખતે ઉપજતો

સુક્ષ્મતર કેવની તને સ્થૂલ અને સૂક્ષ્મ પ્રપંચો તેમજ માયાદિ સર્વ ઉપાધિઓથી રહિત અખંડ-ચૈતન્યસ્વરુપાત્મક ૐકારરૂપ પણ સિદ્ધ કરે છે.

भवः शर्वौ रुद्रः पशुपतिरथोग्रः सह महां-
स्तथा भीमेशानाविति यदभिधानाष्टकमीदम् ॥
अमुष्मिन्प्रत्येकं प्रवीचरति देव ! श्रुतिरपि
प्रियायास्मै धाम्ने प्रणिहितनमस्योस्मि भवते ।२८।

ભવઃ શર્વો રુદ્રઃ પશુપતિરથોગ્રઃ સહમહાં-
સ્તથા ભીમેશાનાવિતિ યદભિધાનાષ્ટક મિદમ્;
અમુષ્મિન્પ્રત્યેકં પ્રવિચરતિ દેવ! શ્રુતિરપિ
પ્રિયાયાસ્મૈ ધામ્ને પ્રણિહિતનમસ્યોસ્મિ ભવતે.।૨૮।

હે દેવ! તું જગત કર્તા, ભકતો માટે જન્મ લેનાર, સર્વ પશુઓના પાલક રૂપે પશુપતિ, પાપીઓના પાપ વિનાશન રૂપ રૂદ્ર, અધર્મીઓને દંડ દેનારો ઉગ્ર, સર્વના સ્વત્વરૂપે સહમહાન વિષપાન, રાવણુને દંડ, ત્રિપુરનાશ, અને કામદહન, જેવા ભયંકર કર્મોથી 'ભીમ' અને જગત્‌ને યથેચ્છ અને યથાર્થ નિયમમાં રાખનાર 'ઇશાન' છે. આવી રીતે જેમ શ્રુતિ 'પ્રણુવ' નો બોધ કરાવે છે, તેમ આ તમારા આઠ નામોનો પણ શ્રુતિ બોધ કરાવે છે. હે દેવ! પોતાના પ્રકાશના ચૈત-ન્યપણાને લીધે સર્વદા અદ્દશ્ય, સર્વને આધારરૂપ,

કેવલ ચિત્ત વડે જાણી શકાય એવા આપને, બીજી કોઈ યથાર્થ રીત નહિ જાણતો હોવાથી, હું માત્ર વાણી, મન, અને શરીરવડે આપનેજ નમસ્કાર કરૂં છું

नमो नेदिष्ठाय प्रियदव दविष्ठाय च नमो
नमः क्षोदिष्ठाय स्मरहर महिष्ठाय च नमः
नमो वर्षिष्ठाय त्रिनयन यविष्ठाय च नमो
नमः सर्वस्मै ते तदिदमिति सर्वाय च नमः ॥२९॥

નમો નેદિષ્ઠાય પ્રિયદવ ! દવિષ્ઠાય ચ નમો
નમઃ ક્ષોદિષ્ઠાય સ્મરહર ! મહિષ્ઠાય ચ નમઃ ;
નમો વર્ષિષ્ઠાય ત્રિનયન ! યવિષ્ઠાય ચ નમો
નમઃ સર્વસ્મૈ તે તદિદમિતિ શર્વાય ચ નમઃ ॥૨૯॥

હે નિર્જનવનવિહારની સ્પૃહા રાખનાર ! ભક્તોની ખૂબ સમીપ તેમજ અધર્મીઓથી ખૂબ દૂર વસેલા મહિમ્ન ! હું તમને વંદન કરૂં છું. હે કામનો નાશ કરનાર ! અણુથી પણ અણુ તેમજ સર્વથી મહાન્ તમને હું નમું છું. હે ત્રિનેત્રોને ધારણ કરનાર ! વૃદ્ધ અને યુવાન રૂપે પ્રકટતા તમને મારા નમસ્કાર હો. એકબીજાની અતિ વિરૂદ્ધ સ્થિતિમાં રહેનાર, હે સર્વસ્વરુપ ભગવાન ! તમને હું નમું છું. અને તેથી આ તમારૂં દૃશ્ય રૂપ છે ને પેલું અદૃશ્ય રૂપ છે, એવો

ભેદ ન પાડી શકવાથી અભેદરૂપ—એક સ્વરુપાત્મક એવા તમને હું વંદુ છું, કારણુ કે આ આખું જગત્ તમારા મય છે.

बहलरजसे विश्वोत्पत्तौ भवाय नमोनमः
प्रबलतमसे तत्संहारे हराय नमोनमः।
जनसुखकृते सत्त्वोद्रिक्तौ मृडाय नमोनमः
प्रमहसि पदे निस्त्रैगुण्ये शिवाय नमोनमः॥ ३०॥

બહલરજસે વિશ્વોત્પત્તૌ ભવાય નમોનમઃ
પ્રબલતમસે તત્સંહારે હરાય નમોનમઃ
જનસુખકૃતે સત્વોદ્રિક્તૌ મૃડાય નમોનમઃ
પ્રમહસિ પદે નિસ્ત્રૈગુણ્યે શિવાય નમોનમઃ ॥૩૦॥

હે દીનાનાથ! બ્રહ્માંડને રચવા માટે તમસ્ તથા સત્ત્વથી વધારે રજસ્વૃત્તિને રાખનાર તમને હું નમું છું. આ વિશ્વનો વિનાશ કરવાને સત્ત્વ તથા રજસ્થી અધિક તમસ્વૃત્તિને ધારણ કરનાર તમને હું નમું છું. જનોના સુખ માટે, તેઓનું પાલન કરવાને રજસ્ તથા તમસ્થી અધિક સાત્ત્વિક વૃત્તિને ધરનાર તમને હું નમું છું. આપ ત્રિગુણાત્મક છો અને જ્યોતિસ્વરૂપ છો તેથી સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણોથી રહિત અને પ્રકાશમય એવાં તારા પદને પામવા માટે એક સ્વરુપાત્મક એવા તમને હું વારંવાર વંદન કરૂં છું.

क्रृशपरिणति चेतः क्लेशवश्यं क्व चेदं
 क्व च तव गुणसीमोल्लङ्घिनी शश्वदृद्धिः ।
इति चकितममन्दीकृत्य मां भक्तिराधा--
 द्वरद ! चरणयोस्ते वाक्यपुष्पोपहारम् ॥ ३१ ॥

કૃશપરીણુતિચેતઃ કલેશવશ્યં કવ ચેદં
 કવ ચ તવ ગુણુસીમોલ્લંઘિની શશ્વદૃદ્ધિઃ;
ઇતિ ચકિતમમંદીકૃત્ય માં ભકિતરાધાદ્
 વરદ ! ચરણુયોસ્તે વાકયપુષ્પોપહારમ્ ॥ ૩૧ ॥

હે કલ્પતરૂની જેમ કામનાઓને પૂર્ણ કરનાર ! અમારા અલ્પવિષયક, અજ્ઞાન, રાગદ્વેષાદિ દોષોથી મલિન ચિત્ત કયાં અને આપનું ત્રિગુણરહિત યથાર્થ ગુણગાન પણ ન થઈ શકે એવું શાશ્વત ઐશ્વર્ય કયાં ? આ બેની અત્યંત અયોગ્ય તુલના કરતાં હું આશ્ચર્ય પામું છું. મને તમે દયા કરીને તમારી ભકિત કરવા પ્રેર્યો છે અને તેથી તમારા ચરણકમલોમાં આ મારી વાકયોરૂપી પુષ્પોની ભેટ આપવાને હું શકિતમાન્ થયો છું.

असितगिरिसमं स्यात्कज्जलं सिन्धुपात्रे
 सुरतरुवरशाखा लेखनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
 तदपि तव गुणानामीश ! पारं न याति ॥ ३२ ॥

અસિતગિરિસમં સ્યાત્કજ્જલં સિંધુપાત્રે
સુરતરુવરશાખા લેખની પુત્રમુર્વી;
લિખતિ યદિ ગૃહીત્વા શારદા સર્વકાલં
તદપિ તવ ગુણાનામીશ પારં ન યાતિ ॥ ૩૨ ॥

હે સ્થાવર અને જંગમને નિયમમાં રાખનાર! કાળા પહાડના જેવી શાહીથી, કલ્પવૃક્ષની ડાળીને કલમ રૂપે લઇને તથા આખી પૃથ્વીને પત્ર બનાવી, આવાં સર્વોત્તમ સાધનવડે, અનંત વિદ્યાનો પાર પામેલી દેવી સરસ્વતી પોતે, જો તમારા ગુણોનું વર્ણન જરાપણ થોભ્યા વગર હરહંમેશ લખ્યા કરે, તોપણ તે તેનો અંત પામે એમ નથી.

असुरसुरमुनीन्द्रैरर्चितस्येन्दुमौले-
र्ग्रथितगुणमहिम्नो निर्गुणस्येश्वरस्य।
सकलगुणवरिष्ठः पुष्पदंताभिधानो
रुचिरमलघुवृत्तैः स्तोत्रमेतच्चकार ॥ ३३ ॥

અસુરસુરમુનીંદ્રૈરર્ચિતસ્યેન્દુમૌલેર્
ગ્રથિતગુણમહિમ્નો નિર્ગુણસ્યેશ્વરસ્ય।
સકલગણવરિષ્ઠઃ પુષ્પદંતાભિધાનો
રુચિરમલઘુવૃત્તૈઃ સ્તોત્રમેતચ્ચકાર. ॥ ૩૩ ॥

હે ઇશ્વર! દેવો, દાનવો અને મોટા મોટા મુનિઓથી પૂજિત, ચંદ્રને કપાલમાં ધરનાર, જેના ગુણોનો મહિમા અહીં વર્ણવ્યો છે તથા સત્વ,

રજસ્ અને તમસ એના ત્રિગુણોથી રહિત તમારું આ સ્તોત્ર, બધા ગુણોથી યુક્ત એવા આચાર્ય એવા પુષ્પદંત નામે એક યક્ષે રચ્યું છે.

अहरहरनवद्यं धूर्जटेः स्तोत्रमेत-
त्पठति परमभक्त्या शुद्धचित्तः पुमान्यः ।
स भवति शिवलोके रुद्रतुल्यस्तथाऽत्र
प्रचुरतरधनायुः पुत्रवान्कीर्तिमांश्च ॥ ३४ ॥

અહરહરનવદ્યં ધૂર્જટેઃ સ્તોત્રમેતત્
પઠતિ પરમભક્ત્યા શુદ્ધચિત્તઃ પુમાન્યઃ ;
સ ભવતિ શિવલોકે રુદ્રતુલ્યસ્તથ ત્ર
પ્રચુરતરધનાયુઃ પુત્રવાન્ કીર્તિમાંશ્ચ. ॥ ૩૪ ॥

હે જટાધારી! નિર્મળ મનવાળો જે કોઇ મનુષ્ય હરરોજ પરમ ભક્તિથી આ ઉત્તમ સ્તોત્રનો પાઠ કરે છે, તે શિવ સ્તુતિના પુણ્યને મેળવે છે અને શિવલોકમાં રુદ્રના પદને પામે છે તથા આ મહીલોકમાં મોટો ધનાઢ્ય, દીર્ઘ આયુષ્યવાળો, પુત્રવાળો અને કીર્તિને વરનારો થાય છે.

महेशान्नापरो देवो महिम्नो नापरा स्तुतिः ।
अघोरान्नापरो मन्त्रो नास्ति तत्त्वं गुरोः परम् ॥३५॥

મહેશાન્નાપરો દેવો મહિમ્નો નાપરા સ્તુતિઃ
અઘોરાન્નાપરો મંત્રો નાસ્તિ તત્ત્વં ગુરોઃ પરમ્ ॥૩૫॥

ખરેખર! મહેશના જેવા બીજા કોઈ શ્રેષ્ઠ દેવ નથી. આ 'મહિમ્નસ્તોત્ર'ના જેવી બીજી કોઇ સ્તુતિ નથી. 'અઘોર' નામના મંત્રથી બીજો કોઈ મહાન મંત્ર નથી. અને ગુરૂ વિનાનું અન્ય કાંઇ શ્રેષ્ઠ નથી. આથી ગુરૂ પરંપરાએ હે ઇશ્વર તને હું આ સ્તોત્રદ્વારા નમસ્કાર કરૂં છું.

**दीक्षा दानं तपस्तीर्थं ज्ञानं यागादिकाः क्रिया।**
**महिम्नस्तव पाठस्य कलां नार्हन्ति षोडशीम्॥३६॥**

દીક્ષા દાનં તપસ્તીર્થં જ્ઞાનં યાગાદિકાઃ ક્રિયાઃ
મહિમ્નસ્તવપાઠસ્ય કલાં નાર્હંતિ ષોડશીમ્. ॥૩૬॥

દીક્ષા, દાન, તપ, તીર્થ, જ્ઞાન અને યજ્ઞાદિ ક્રિયાઓ, જે લોકો સકામપણે કરે છે તેના કરતાં પણ તમારા મહિમાના આ પાઠની જે સોળમી કલા, તે વધી જાય છે. માટે તમારી આ સ્તોત્રથી ભક્તિ કરવી એ જ ઉત્તમ છે.

**कुसुमदशननामा सर्वगन्धर्वराजः**
**शिशुशशिधरमौलेर्देवदेवस्य दासः।**
**स खलु निजमहिम्नो भ्रष्ट एवास्य रोषा-**
**त्स्तवनमिदमकार्षीद्दिव्यं महिम्नः ॥ ३७ ॥**

કુસુમદશનનામા સર્વગંધર્વરાજઃ
શિશુશશિધરમૌલેર્દેવદેવસ્ય દાસઃ;
સ ખલુ નિજમહિમ્નો ભ્રષ્ટ એવાસ્ય રોષાત્-
સ્તવનમિદમકાર્ષીદ્. દિવ્યં દિવ્યં મહિમ્નઃ ॥ ૩૭ ॥

કોઈ રાજાના બગીચામાંથી પુષ્પદંત વિમાન-માંથી અદૃશ્ય રહી પુષ્પ ચોરતા હતા. તેથી રાજાએ બિલ્વપત્ર કે તુલસીદલ તેમના માર્ગમાં વેર્યાં. એમ કરવાનો ઉદ્દેશ એ હતો કે શીવ કે વિષ્ણુનો ભક્ત એ નિર્માલ્ય ઓળંગી જઇ શકશે નહિ. ગંધર્વરાજ પુષ્પદંતે એ નિર્માલ્ય ઓળંગ-વાથી મહાદેવ કોપાયમાન થયા અને પુષ્પદંતની અદૃષ્ય રહેવાની શક્તિ નાશ પામી. આથી શિવ-જીને પ્રસન્ન કરવાને સર્વ ગંધર્વોના રાજા અને બાલેન્દુને કપાલ વિષે ધરનારા શંકરના દાસ કુસુમદશન પુષ્પદંતે આ અતિદિવ્ય સ્તોત્ર રચ્યું છે.

सुरवरमुनिपूज्यं स्वर्गमोक्षैकहेतुं
पठित यदि मनुष्यः प्रांजलिर्नान्यचेताः ॥
व्रजति शिवसमीपं किंनरैः स्तूयमानः
स्तवनमिदममोघं पुष्पदंतप्रणीतम् ॥ ३८ ॥

સુરવરમુનિપૂજ્યં સ્વર્ગમોક્ષૈકહેતું
પઠતિ યદિ મનુષ્યઃ પ્રાંજલિર્નાન્યચેતાઃ;
વ્રજતિ શિવસમીપં કિંનરૈઃ સ્તૂર્યમાનઃ
સ્તવનમિદમમોઘં પુષ્પદંતપ્રણીતમ્. ॥ ૩૮ ॥

આ શ્લોકમાં આ સ્તોત્રનો મહિમા વર્ણવ્યો છે. ઇન્દ્ર તથા મુનિઓથી પૂજાએલું, સ્વર્ગ તથા

મોક્ષપ્રાપ્તિના એકજ સાધન સમું, હંમેશ ફલદાયક અને શ્રીપુષ્પદંતે રચેલું આ સ્તોત્ર જે કોઇ મનુષ્ય બે હાથ જોડી, નમ્ર ભાવે તથા એકાગ્ર થઇને ભક્તિથી સ્તવે છે, તે કિન્નરોથી સ્તુતિ પામતો શિવની પાસે જાય છે.

**आसमासमिदं स्तोत्रं पुण्यं गन्धर्वभाषितम् ।**
**अनौपम्यं मनोहारि शिवमीश्वरवर्णनम् ॥ ३९॥**

**આસમાપ્તમિદં સ્તોત્રં પુણ્યં ગંધર્વભાષિતમ્;**
**અનૌપમ્યં મનોહારિ શિવમીશ્વરવર્ણનમ્. ॥૩૯॥**

આ સમાપ્તિ સુધીનું સ્તોત્ર ઉપમારહિત છે, તે સુગંધિત વાયુ મનને પ્રફુલ્લિત કરે છે તેમ, આત્માને પ્રફુલ્લિત કરે છે. મનોહર, મંગલમય, ઇશ્વરનાં વર્ણનરૂપ હોઇ, તે પુષ્પદંત નામે યક્ષે રચ્યું છે.

**इत्येषा वाङ्मयी पूजा श्रीमच्छंकरपादयोः ॥**
**अर्पिता तेन देवेशः प्रीयतां मे सदाशिवः ॥४०॥**
**ઇત્યેષા વાઙ્મયી પૂજા શ્રીમચ્છંકરપાદયોઃ;**
**અર્પિતા તેન દેવેશ! પ્રીયતાં મે સદાશિવઃ ॥૪૦॥**

હે દેવના દેવ! મારી વાણીરૂપી આ પૂજા તમારા ચરણકમલમાં અર્પણ કરી છે, તો તેથી આપ સર્વદા પ્રસન્ન થજો.

तव तत्त्वं न जानामि कीदृशोऽसि महेश्वर ।
याद्दशोऽसि महादेव ताद्दशाय नमोनमः ॥ ४१ ॥

તવ તત્ત્વં ન જાનામિ કીદૃશોસિ મહેશ્વર
યાદૃશોસિ મહાદેવ! તાદૃશાય નમોનમઃ ॥ ૪૧ ॥

હે મહેશ્વર! હે મહાદેવ! હું તો અજ્ઞાન છું. આપનું તત્ત્વ કયું અને આપ કેવા હોઈ શકો તેની મને ખબર નથી. પણ જેવી રીતે પોતાની કર્તવ્યપરાયણતાને ન સમજનાર માણસ સ્નેહવશ થઇ વડિલને નમે છે; તેવા ભાવથી હું આપને પુનઃ પુનઃ નમું છું.

एककालं द्विकालं वा त्रिकालं यः पठेन्नरः ।
सर्वपापविनिर्मुक्तः शिवलोके महीयते ॥ ४२ ॥
એકકાલં દ્વિકાલં વા ત્રિકાલં યઃ પઠેન્નરઃ;
સર્વપાપવિનિર્મુક્તઃ શિવલોકે મહીયતે. ॥ ૪૨ ॥

જે મનુષ્ય દિવસમાં એકવાર, બેવાર કે ત્રણવાર આ સ્તોત્રનો પાઠ કરે છે, તે બધાંય પાપોથી છૂટીને શિવલોક વિષે પૂજાને પાત્ર થાય છે.

श्रीपुष्पदंतमुखपंकजनिर्गतेन
स्तोत्रेण किल्बिषहरेण हरप्रियेण ॥
कंठस्थितेन पठितेन समाहितेन
सुप्रीणितो भवति भूतपतिर्महेशः ॥ ४३ ॥

શ્રી પુષ્પદંતમુખપંકજ નિર્ગતેન
 સ્તોત્રેણ કિલ્બિષહરેણ હરપ્રિયેણ;
કણ્ઠસ્થિતેન પઠિતેન સમાહિતેન
 સુપ્રીણિતો ભવતિ ભૂતપતિર્મહેશઃ ॥ ૪૩ ॥

જે કોઈ શ્રીપુષ્પદંતના મુખકમળમાંથી નીકળેલું, સર્વ પાપોનો નાશ કરનારૂં, શિવજીને અતિપ્રિય એવું આ સ્તોત્ર મોઢે કરે છે અને તેનો ધ્યાનપૂર્વક પાઠ કરે છે, તેના પર અખિલ બ્રહ્માંડના પાલક પિતા શ્રી મહેશ પ્રસન્ન થાય છે.

इति श्री महिम्न स्तोत्र समाप्त

श्री गणेशाय नमः ॥

# श्रीशिवकवचम् ।



अस्य श्रीशिवकवचस्तोत्रमन्त्रस्य ब्रह्मा ऋषिः । अनुष्टुप् छन्दः । श्रीसदाशिवरुद्रो देवता । ह्रीं शक्तिः । रं कीलकम् । श्रों ह्रीं क्लीं बीजम् । श्रीसदाशिवप्रीत्यर्थं शिवकवचस्तोत्रजपे विनियोगः ॥ १ ॥

## શ્રીશિવકવચ

આ શ્રીશિવકવચસ્તોત્રમંત્રના બ્રહ્મા ઋષિ છે, અનુષ્ટુપ્ છંદ છે, શ્રીસદાશિવ રુદ્ર દેવતા છે, 'હ્રીં' શક્તિ છે, 'રં' કીલક છે, 'શ્રોં, હ્રીં, કલીં' એ બીજ છે એવા આ શિવકવચ સ્તોત્રનો હું શ્રી સદાશિવપ્રીત્યર્થં જપ કરું છું. ॥ ૧ ॥

આ પ્રમાણે સંકલ્પ કરી ત્યાર પછી નીચે જણાવ્યા પ્રમાણે ન્યાસ કરવા:—

अथन्यासः । ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने ॐह्रां सर्वशक्तिधाम्ने ईशानात्मने अंगुष्ठाभ्यां नमः ॥ २ ॥

ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने । ॐ ह्रां सर्वशक्तिधाम्ने ईशानात्मने अंगुष्ठाभ्यां नमः—"ॐ અગ્નિના

સરખી પ્રકાશમાન માળાને ધારણ કરનાર ભગવાન્
શંકરને હું નમસ્કાર કરું છું, ૐ 'હ્રાં' સર્વ-
શક્તિના ધામસ્વરૂપ, અને ઈશાનરૂપ એવા શંકરને
હું નમસ્કાર કરૂં છું" એમ બોલી બે અંગુઠાનો
સ્પર્શ કરીને નમસ્કાર કરવા. ॥ ૨ ॥

**ॐनमो भगवते ज्वलज्ज्वामालिने ॐनं रिं
नित्यतृप्तिधाम्ने तत्पुरुषात्मने तर्जनीभ्यां नमः।३।**

ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने। ॐ नं रिं
नित्यतृप्तिधाम्ने तत्पुरुषात्मने तर्जनीभ्यां नमः ॥३॥ "ॐ
અગ્નિના સરખી પ્રકાશમાન માળાને ધારણ કરનાર
ભગવાન્ શંકરને હું નમસ્કાર કરું છું, ૐ
'નં' 'રિં' નિત્યતૃપ્તિરૂપ શક્તિના ધામસ્વરૂપ
અને તે પરમપુરુષરૂપ શંકરને હું નમસ્કાર કરું
છું" એમ બોલી બે તર્જની આંગળીઓનો સ્પર્શ
કરીને નમસ્કાર કરવા. ॥ ૩ ॥

**ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने ॐ मं रुं
अनादिशक्तिधाम्ने अघोरात्मने मध्यमाभ्यां नमः ४**

ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने। ॐ मं रुं
अनादिशक्तिधाम्ने अघोरात्मने मध्यमाभ्यां नमः "ॐ
અગ્નિના સરખી પ્રકાશમાન માળાને ધારણ કરનાર
ભગવાન્ શંકરને હું નમસ્કાર કરું છું. ૐ

'મં' 'રું' અનાદિશક્તિના ધામસ્વરૂપ અને અઘોરરૂપ શંકરને હું નમસ્કાર કરું છું." એમ બોલી બે મધ્યમ આંગળીઓનો સ્પર્શ કરી નમસ્કાર કરવા. ॥૪॥

**ॐनमो भगवते ज्वलज्ज्वामालिने ॐ शिं रैं स्वतन्त्रशक्तिधाम्ने वामदेवात्मने अनामिकाभ्यां नमः ॥ ५ ॥**

ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने। ॐ शिं रैं स्वतंत्रशक्तिधाम्ने वामदेवात्मने अनामिकाभ्यां नमः "ॐ અગ્નિના સરખી પ્રકાશમાન માળાને ધારણ કરનાર ભગવાન્ શંકરને હું નમસ્કાર કરું છું. ॐ 'શિં' 'રૈં' સ્વતંત્ર શક્તિના ધામસ્વરૂપ અને વામદેવરૂપ શંકરને હું નમસ્કાર કરું છું." એમ બોલી બે અનામિકા આંગળીઓનો સ્પર્શ કરી નમસ્કાર કરવા. ॥૫॥

**ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने ॐ वां रौं अलुप्तशक्तिधाम्ने सद्योजातात्मने कनिष्ठिकाभ्यां नमः ॥ ६ ॥**

ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने। ॐ वां रौं अलुप्तशक्तिधाम्ने सद्योजातात्मने कनिष्ठिकाभ्यां नमः– "ॐ અગ્નિના સરખી પ્રકાશમાન માળાને ધારણ

કરનાર ભગવાન્ શંકરને હું નમસ્કાર કરું છું, ૐ 'વાં' 'રૈં' અવિનાશિશક્તિના ધામસ્વરૂપ અને સદ્યોજાત-(તત્કાળ ઉત્પન્ન થનાર) રૂપ શંકરને હું નમસ્કાર કરું છું" એમ બોલી બે કનિષ્ઠિકા આંગળીઓનો સ્પર્શ કરી નમસ્કાર કરવા. ॥ ૬ "

**ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने ॐ यं रः अनादिशक्तिधाम्ने सर्वात्मने करतलकरपृष्ठाभ्यां नमः ॥ ७ ॥**

ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने। ॐ यं रः अनादिशक्तिधाम्ने सर्वात्मने करतलकरपृष्ठाभ्यां नमः– "ૐ અગ્નિના સરખી પ્રકાશમાન માળાને ધારણ કરનાર ભગવાન્ શંકરને હું નમસ્કાર કરું છું, ૐ 'યં' 'રઃ' અનાદિ શક્તિના ધામસ્વરૂપ અને સર્વાત્મા એવા ભગવાન્ શંકરને હું નમસ્કાર કરું છું" એમ બોલી બે હાથનાં બે તળીયાં અને પૃષ્ઠભાગને સ્પર્શ કરી નમસ્કાર કરવા. ॥૭॥

આ પ્રમાણે હૃદયાદિ ન્યાસ પણ નીચે પ્રમાણે કરવા.

ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने। ॐ ह्रां सर्वशक्तिधाम्ने ईशानात्मने हृदयाय नमः" એમ બોલી હૃદયને સ્પર્શ કરી નમસ્કાર કરવા. "ॐनमो

भगवते ज्वलज्ज्वालामालिने। ॐनं रिं नित्यतृप्तिधाम्ने तत्पुरुषात्मने शिरसे स्वाहा" એમ બોલી મસ્તકને સ્પર્શ કરી નમસ્કાર કરવા. "ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने ॐ मं रुं अनादिशक्तिधाम्ने अघोरात्मने शिखायै वषट्" એમ બોલી શિખાનો સ્પર્શ કરી નમસ્કાર કરવા. "ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने। ॐ शिं रैं स्वतंत्रशक्तिधाम्ने वामदेवात्मने कवचाय हुम्" એમ બોલી બે હાથવતી કવચની માફક એટલે ડાબા હાથથી જમણા ખભાનો અને જમણા હાથે ડાબા ખભાનો સ્પર્શ કરી નમસ્કાર કરવા. "ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने। ॐ वां रौं अलुप्तशक्तिधाम्ने सद्योजातात्मने नेत्रत्रयाय वौषट्" એમ બોલી બે નેત્ર અને ભ્રકુટિના મધ્યભાગનો સ્પર્શ કરી નમસ્કાર કરવા. "ॐनमो भगवते ज्वलज्ज्वालामालिने। ॐ यं रः अनादिशक्तिधाम्ने सर्वात्मने अस्त्राय फट्" એમ બોલી જમણો હાથ મસ્તકની આજુબાજુ ફેરવી ડાબા હાથની હથેળીમાં બે આંગળી વતી તાળી પાડી નમસ્કાર કરવા.

પછી ધ્યાન કરવું, તે નીચે પ્રમાણે કરવું.

एवं हृदयादि। अथ ध्यानम्। वज्रदंष्ट्रं त्रिनयनं कालकण्ठमरिन्दमम्। सहस्रकरमत्युग्रं वन्दे शंभुमुमापतिम् ॥ ८ ॥

वज्रदंष्ट्रं त्रिनयनं कालकण्ठमरिन्दमम्। सहस्रकर-मत्युग्रं वन्दे शंभुमुमापतिम् વજ્રના સરખા દાંતવાળા, ત્રણ નેત્રવાળા, શત્રુઓને દમનારા, હજાર હાથ-વાળા અને અત્યન્ત ઉગ્ર એવા ઉમાપતિ શંકરને હું વન્દન કરું છું. ॥૮॥

આ પ્રમાણે ધ્યાન કરી પછી કવચનો પાઠ શરૂ કરવો.

**अथापरं सर्वपुराणगुह्यं निःशेषपापौघहरं पवित्रम्**
**जयप्रदं सर्वविपत्प्रमोचनं वक्ष्यामि शैवं कवचं**
**हिताय ते ॥ ९ ॥**

હવે પછી સર્વ પુરાણોમાં ગુપ્ત, સર્વ પાપના સમૂહનો નાશ કરનારું, પવિત્ર, વિજય આપનાર અને સર્વ દુઃખોમાંથી મુકત કરાવનાર એવું આ શિવકવચ હું તારા હિતને માટે કહું છું. ॥૯॥

**ऋषभ उवाच। नमस्कृत्य महादेवं विश्वव्यापन-मीश्वरम्। वक्ष्ये शिवमयं वर्मसर्वरक्षाकरं नृणाम् ।१०॥**

ઋષભ કહે છેઃ–સર્વ વિશ્વમાં વ્યાપી રહેલા એવા ઈશ્વર મહાદેવને નમસ્કાર કરીને મનુષ્યોનું સર્વ રીતિએ રક્ષણ કરનાર એવું શિવમય કવચ હું કહું છું. ॥૧૦॥

**शुचौ देशे समासीनो यथावत्कल्पितासनः जिते-न्द्रियो जितप्राणश्चिन्तयेच्छिवमव्ययम् ॥ ११ ॥**

પવિત્ર સ્થાનને વિષે વિધિ પ્રમાણે આસન વાળી બેસવું અને પછી ઇંદ્રિયોને જીતીને તથા પ્રાણને નિયમમાં રાખીને અવિનાશી એવા શંકરનું ધ્યાન કરવું. ॥ ૧૧ ॥

हृत्पुण्डरीकान्तरसन्निविष्टं स्वतेजसा व्यासनभोऽवकाशम् । अतीन्द्रियं सूक्ष्ममनन्तमाद्यं ध्यायेत्परानन्दमयं महेशम् ॥ १२ ॥

હૃદયકમળને વિષે બેઠેલા, પોતાના તેજવડે સમગ્ર આકાશના અવકાશમાં વ્યાપીને રહેલા, ઇંદ્રિયોને ઓળંગી ગયેલા, સૂક્ષ્મ, અંતરહિત, આદિપુરુષ અને પરમ આનંદમય એવા મહેશ–શંકરનું ધ્યાન કરવું. ॥ ૧૨ ॥

ध्यानावधूताखिलकर्मबन्धश्चिरं चिदानन्दनिमग्नचेताः । षडक्षरन्याससमाहितात्मा शैवेन कुर्वीत्यकवचेन रक्षाम् ॥ १३ ॥

ધ્યાનવડે સમગ્ર કર્મના બંધને છેદી નાખી, ચિત્તને લાંબો વખત ચિદાનંદ પ્રભુમાં નિમગ્ન રાખી, ષડક્ષરના ન્યાસ કરી, ચિત્તને સાવધાન રાખી પછી નીચે પ્રમાણે શિવકવચવડે રક્ષા કરવી. ॥ ૧૩ ॥

मां पातु देवोऽखिलदेवतात्मा संसारकूपे पतितं गभीरे। तन्नाम दिव्यं वरमन्त्रमूलं धुनोतु मे सर्वमघं हृदिस्थम् ॥ १४ ॥

અખિલ દેવોના આત્મારૂપ એવા દેવ શંકર ઉંડા સંસારરૂપી કુવામાં પડેલા મારું રક્ષણ કરો, અને તે શંભુનું નામ કે જે દિવ્ય અને ઉત્તમ પ્રકારના મંત્રોનું મૂલ છે, તે મારા હૃદયને વિષે રહેલા સર્વ પાપનો નાશ કરો. ॥૧૪॥

सर्वत्र मां रक्षतु विश्वमूर्तिर्ज्योतिर्मयानन्दघनश्चिदात्मा। अणोरणीयानुरुशक्तिरेकः स ईश्वरः पातु भयादशेषात् ॥ १५ ॥

વિશ્વરૂપી મૂર્તિવાળા, તેજોમય, આનંદના સમૂહ અને ચિત્સ્વરૂપ એવા શંકર મારું સર્વ ઠેકાણે રક્ષણ કરો; અને અણુથી પણ અણુ અને મહા શક્તિવાળા તે એક ઈશ્વર શંકર મારું સમગ્ર ભયથી રક્ષણ કરો. ॥૧૫॥

यो भूस्वरूपेण बिभर्ति विश्वं पायात्स भूमेर्गिरिशोऽष्टमूर्तिः। योऽपां स्वरूपेण नृणां करोति संजीवनं सोऽवतु मां जलेभ्यः ॥ १६ ॥

જે શંકર પૃથ્વીસ્વરૂપે વિશ્વને ધારણ કરે છે તે આઠ મૂર્તિવાળા અને હિમાચલને વિષે રહેનાર

શંકર-પૃથ્વી સંબંન્ધી ભયથી મારૂં રક્ષણ કરો; અને જે જળસ્વરૂપવડે મનુષ્યોને જીવન આપે છે તે શંકર મારૂં જલ સંબંધી ભયથી રક્ષણ કરો. ॥ ૧૬ ॥

कल्पावसाने भुवनानि दग्ध्वा सर्वाणि यो नृत्यति भूरिलीलः । स कालरुद्रोऽवतु मां दवाग्नेर्वात्यादिभीतेरखिलाच्च तापात् ॥ १७ ॥

કલ્પના અંતસમયમાં સર્વ ભુવનોને બાળીને અત્યંત લીલાયુક્ત થઇને જે નાચ કરે છે તે કાલસ્વરૂપ રુદ્ર દાવાગ્નિથી, વાયુ વગેરેના ભયથી તેમજ સમગ્ર પરિતાપથી મારૂં રક્ષણ કરો. ॥૧૭॥

प्रदीप्तविद्युत्कनकावभासो विद्यावराभीतिकुठारपाणिः । चतुर्मुखस्तत्पुरुषस्त्रिनेत्रः प्राच्यां स्थितं रक्षतु मामजस्रम् ॥ १८ ॥

દેદીપ્યમાન વિજળી અને સુવર્ણના સરખી કાંતિવાળા; વિદ્યા, વર, અભય તથા ફરશીને હાથમાં ધારણ કરનારા, ચાર મુખવાળા, તત્પુરુષ અર્થાત્ બ્રહ્મસ્વરૂપ અને ત્રણ નેત્રવાળા શંકર સર્વદા પૂર્વ દિશામાં રહેલા મારું રક્ષણ કરો. ॥૧૮॥

कुठारवेदांकुशपाशशूलकपालढक्काक्षगुणान्दधानः । चतुर्मुखो नीलरुचिस्त्रिनेत्रः पायादघोरो दिशि दक्षिणस्याम् ॥ १९ ॥

ફરશી, વેદ, અંકુશ, પાશ, ત્રિશૂલ, કપાલ, ડમરુ, રુદ્રાક્ષ અને ગુણોને ધારણ કરનાર, ચાર મુખવાળા, કાળી કાન્તિવાળા અને નેત્રવાળા અઘોરસ્વરૂપ ભગવાન્ શંકર દક્ષિણ દિશાને વિષે મારૂં રક્ષણ કરો. ॥ ૧૯ ॥

कुन्देन्दुशङ्खस्फटिकावभासा वेदाक्षमालावरदाभयाङ्कः । त्र्यक्षश्चतुर्वक्त्र उरुप्रभावःसद्योधिजातोऽवतु मां प्रतीच्याम् ॥ २० ॥

કુંદપુષ્પ, ચન્દ્ર, શંખ અને સ્ફાટિક સમાન કાંતિવાળા; વેદ, રુદ્રાક્ષની માળા, વરદ તથા ભયના ચિહ્નને ધારણ કરનાર, ત્રણ નેત્રવાળા, ચાર મુખવાળા, ઉત્તમ પ્રભાવવાળા અને તાત્કાલિક પ્રકટ થનાર શંકર પશ્ચિમ દિશાને વિષે મારૂં રક્ષણ કરો. ૨૦

वराक्षमालाभयटङ्कहस्तः सरोजकिञ्जल्कसमानवर्णः त्रिलोचनश्चारुचतुर्मुखो मां पायादुदीच्यां दिशि वामदेवः ॥ २१ ॥

ઉત્તમ પ્રકારની અક્ષમાલા, અભય અને ડમરૂને હાથમાં ધારણ કરનાર, કમળના પરાગ સમાન વર્ણવાળા, ત્રણ નેત્રવાળા અને સુંદર ચાર મુખવાળા શંકર ઉત્તર દિશાને વિષે મારૂં રક્ષણ કરો. ॥૨૧॥

वेदाभयेष्टाङ्कुशपाशटङ्ककपालढक्काक्षकशूलपाणिः सितद्युतिः पञ्चमुखोऽवतान्मामीशान ऊर्ध्वं परम-
प्रकाशः ॥ २२ ॥

વેદ, અભય, ઈચ્છિત વસ્તુને આપવી તે, અંકુશ, પાશ, ખડ્ગ, કપાલ ડમરૂ, રૂદ્રાક્ષ અને ત્રિશૂલને હાથને વિષે ધારણ કરનાર ધવલ કાંતિવાળા, પાંચ મુખવાળા અને પરમ પ્રકાશવાળા શંકર ભગવાન્ ઉંચે મારૂં રક્ષણ કરો. ॥૨૨॥

मूर्धानमव्यान्मम चन्द्रमौलिर्भालं ममाव्यादथ भालनेत्रः । नेत्रे ममाव्याद्भगनेत्रहारी नासां सदा
रक्षतु विश्वनाथः ॥ २३ ॥

મસ્તકને વિષે ચંદ્રને ધારણ કરનાર શંકર મારા મસ્તકનું રક્ષણ કરો, કપાળમાં નેત્રવાળા શંકર મારા કપાળનું રક્ષણ કરો, ભગનાં નેત્રનું હરણ કરનાર શંકર મારાં બે નેત્રોનું રક્ષણ કરો. ॥૨૩॥

पायाच्छ्रुती मे श्रुतिगीतकीर्तिः कपोलमव्यात्सततं कपाली। वक्त्रं सदा रक्षतु पञ्चवक्त्रो जिह्वां सदा
रक्षतु वेदजिह्वः ॥ २४ ॥

શ્રુતિએ જેમની કીર્તિનું ગાન ગાયેલું છે એવા શંકર મારા કાનોનું રક્ષણ કરો, કપાલને ધારણ કરનાર શંકર મારા ગાલનું રક્ષણ કરો પાંચ

મુખવાળા શંકર મારા મુખનું રક્ષણ કરો અને જેમની જિભને વિષે વેદ વસેલા છે એવા શંકર મારી જિભનું રક્ષણ કરો. ॥ ૨૪ ॥

कण्ठं गिरीशोऽवतु नीलकण्ठ पाणिद्वयं पातु पिनाकपाणिः। दोर्मूलमव्यान्मम धर्मबाहुर्वक्षःस्थलं दक्षमखान्तकोऽव्यात् ॥ २५ ॥

પર્વતના સ્વામી અને શ્યામ કંઠવાળા શંકર મારા કંઠનું રક્ષણ કરો, હાથમાં પિનાક નામનું ધનુષ ધારણ કરનાર શંકર મારા બે હાથનું રક્ષણ કરો, ધર્મરૂપી હાથવાળા શંકર મારા બે બાહુના મૂળનું–ખભાનું રક્ષણ કરો અને દક્ષના યજ્ઞનો નાશ કરનાર શંકર મારા વક્ષઃસ્થળનું રક્ષણ કરો. ॥ ૨૫ ॥

ममोदरं पातु गिरोन्द्रधन्वा मध्यं ममाव्यान्मदनान्तकारी। हेरम्बतातो मम पातु नाभिं पायात्कटिं धूर्जटिरीश्वरो मे ॥ २६ ॥

મહાન્ પર્વત સમાન જેમનું ધનુષ્ય છે એવા શંકર મારા ઉદરનું રક્ષણ કરો, કામદેવનો નાશ કરનાર શંકર મારા મધ્યભાગનું રક્ષણ કરો, ગણપતિના પિતા એવા શંકર મારી નાભિનું રક્ષણ કરો અને ઇશ્વર એવા ધૂર્જટિ મારી કેડનું રક્ષણ કરો. ॥ ૨૬ ॥

ऊरुद्वयं पातु कुबेर मित्रो जानुद्वयं मे जगदीश्वरो-
ऽव्यात्। जङ्घायुगं पुङ्गवकेतुरव्यात्पादौ ममाव्या-
त्सुरवन्द्यपादः ॥ २७ ॥

કુબેરના મિત્ર એવા શંકર મારા બે સાથળોનું રક્ષણ કરો, જગતના ઈશ્વર શંકર મારા બે ઘુંટણોનું રક્ષણ કરો, નન્દી જેમની ધજામાં છે એવા શંકર મારી બે જાંઘનું રક્ષણ કરો અને દેવોને વંદના કરવા યોગ્ય ચરણવાળા શંકર મારા બે પગનું રક્ષણ કરો. ॥ ૨૭ ॥

महेश्वरः पातु दिनादियामे मां मध्ययामेऽवतु
वामदेवः। त्रिलोचनः पातु तृतीययामे वृषध्वजः
पातु दिनान्त्ययामे ॥ २८ ॥

દિવસના પ્રથમ પહોરમાં મહેશ્વર મારું રક્ષણ કરો. બીજા વચલા પહોરમાં વામદેવ મારું રક્ષણ કરો, ત્રીજા પહોરમાં ત્રણ નેત્રવાળા ત્રિલોચન મારું રક્ષણ કરો અને દિવસના છેલ્લા ચોથા પહોરને વિષે નન્દી જેમની ધ્વજાને વિષે છે, એવા નન્દીધ્વજ મારું રક્ષણ કરો. ॥ ૨૮ ॥

पायान्निशादौ शशिशेखरो मां गङ्गाधरो रक्षतु मां
निशीथे। गौरीपतिः पातु निशावसाने मृत्युञ्जयो
रक्षतु सर्वकालम् ॥ २९ ॥

ગરાકને વિષે ચન્દ્રને ધારણ કરનાર શ
રાત્રિના આગળના ભાગમાં મારૂં રક્ષણ કરો, ગંગા
ધારણ કરનાર શંકર મધ્યરાત્રિએ મારૂં રક્ષણ
કરો, પાર્વતીના સ્વામી શંકર રાત્રિના અંતભાગમાં
મારૂં રક્ષણ કરો અને મૃત્યુંજય-મૃત્યુને જીતનાર
શંકર સર્વકાળમાં મારૂં રક્ષણ કરો. ॥ ૨૯ ॥

अन्तःस्थितं रक्षतु शंकरो मां स्थाणुः सदा पा
बहिःस्थितं माम्। तदन्तरे पातु पतिः पशूनां
सदाशिवो रक्षतु मां समन्तात् ॥ ३० ॥

ગૃહાદિની અન્દરના ભાગમાં રહેલા મારૂં
શંકર પરમાત્મા રક્ષણ કરો, બહાર રહેલા એવા
મારૂં સ્થાણુ હમેશાં રક્ષણ કરો, તે બેના મધ્ય-
ભાગમાં રહેલા એવા મારૂં પશુપતિ શંકર રક્ષણ
કરો અને ભગવાન્ સદાશિવ ચારે તરફ મારૂં
રક્ષણ કરો. ॥ ૩૦ ॥

तिष्ठान्तमव्याद्भुवनैकनाथः पायाद्व्रजन्तं प्रमथाधि-
नाथः। वेदान्तवेद्योऽवतु मां निषण्णं मामव्ययः
पातु शिवः शयानम् ॥ ३१ ॥

સર્વ ભુવનોના એકજ સ્વામિરૂપ એવા શંકર
હું ઉભો હોઉં ત્યારે મારૂં રક્ષણ કરો, પ્રથમાદિ
ગણોના સ્વામી શંકર હું ચાલતો હોઉં ત્યારે

મારૂં રક્ષણ કરો, વેદાંતવડે જાણી શકાય એવા શંકર હું બેઠો હોઉં ત્યારે મારૂં રક્ષણ કરો, અને અવ્યય એવા શિવ હું સુતો હોઉં ત્યારે મારું રક્ષણ કરો. ॥ ૩૧ ॥

मार्गेषु मां रक्षतु नीलकण्ठः शैलादिदुर्गेषु पुरत्र-यारिः । अरण्यवासादिमहाप्रवासे पायान्मृगव्याघ उदारशक्तिः ॥ ३२ ॥

માર્ગોને વિષે નીલકંઠ મારૂં રક્ષણ કરો, પર્વત વગેરે વિકટ જગ્યાઓમાં ત્રિપુરાસુરના શત્રુ એવા શંકર મારું રક્ષણ કરો અને અરણ્યમાં રહેવું વગેરેમાં તથા મોટા પ્રવાસમાં ઉદાર શક્તિવાળા મૃગવ્યાધ શંકર મારું રક્ષણ કરો. ।૩૨।

कल्पान्तकाटोपपटुप्रकोपस्फुटाट्टहासोच्चलिताण्ड-कोशः । घोरारिसेनार्णवदुर्निवारमहाभयाद्रक्षतु वीरभद्रः ॥ ३३ ॥

કલ્પના અંતસમયને વિષે આટોપપૂર્વક મહાન્ ક્રોધ કરવાવાળા તેમ સ્પષ્ટ રીતે ખુબ હસતા જેમણે બ્રહ્માંડને ચલિત કરી નાખેલું છે એવા વીરભદ્ર શંકર ભયંકર એવી શત્રુઓની સેનારૂપી સમુદ્રના દુઃખે નિવારણ થઇ શકે એવા ભયથી મારું રક્ષણ કરો. ૩૩

पत्त्यश्वमातङ्गघटावरूथसहस्रलक्षायुतकोटिभीषणम्।
अक्षौहिणीनां शतमाततायिनां छिन्द्यान्मृडो घोर
कुठारधारया ॥ ३४ ॥

પાયદળ, ઘોડા અને હાથીઓના સમૂહવડે તેમ હજારો, લાખો અને કરોડો ઢાલ, તલવાર અને બખ્તર વડે ભયંકર લાગતી એવી લઢવા માટે તૈયાર થઇ ઉભેલા શત્રુઓની સેંકડો અક્ષૌહિણીનો ભગવાન્ શંકર ભયંકર ફરશીની ધારવડે નાશ કરો. ॥ ૩૪ ॥

निहन्तु दस्यून्प्रलयानलार्चिर्ज्वलत्त्रिशूलं त्रिपुरा-
न्तकस्य। शार्दूलसिंहर्क्षवृकादिहिंस्रान्संत्रासयत्त्वी-
शधनुः पिनाकः ॥ ३५ ॥

ત્રિપુરાસુરનો નાશ કરનાર શંકરનું પ્રલયકાળના અગ્નિની જ્વાલાઓ સમાન દેદીપ્યમાન એવું ત્રિશૂલ, ચોરોનો નાશ કરો; અને શંકરનું પિનાક નામનું જે ધનુષ્ય છે તે મોટા સિંહ, વાઘ, રીંછ અને વરુ વગેરે હિંસક પ્રાણીઓને ભયભીત કરો. ॥ ૩૫ ॥

दुःस्वप्नदुःशकुनदुर्गतिदौर्मनस्यदुर्भिक्षदुर्व्यसनदुः-
सहदुर्यशांसि। उत्पाततापविषभीतिमसद्ग्रहार्ति-
व्याधींश्च नाशयतु मे जगतामधीशः ॥ ३६ ॥

સર્વ જગતોના સ્વામી એવા શંકર મારાં દુષ્ટ સ્વપ્ન, દુષ્ટ શકુન, દુર્ગતિ, મનની દુષ્ટતા, દુષ્કાળ, ખરાબ દુઃખો, દુઃસહતા, અપયશ, ઉત્પાત, તાપ, વિષના ભય, પાપગ્રહોની પીડા તથા બીજા જે જે વ્યાધિઓ હોય તે સર્વનો નાશ કરો. ॥ ૩૬ ॥

ॐ नमो भगवते सदाशिवाय सकलतत्त्वात्मकाय सर्वमन्त्रस्वरूपाय सर्वयन्त्राधिष्ठिताय सर्वतन्त्रस्वरूपाय सर्वतत्त्वविदूराय ब्रह्मरुद्रावतारिणे

ॐ ભગવાન્ સદાશિવ શંકરને મારા નમસ્કાર હો, કે જે સર્વ તત્ત્વસ્વરૂપ, સર્વમન્ત્રસ્વરૂપ, સર્વ યંત્રના અધિષ્ઠાતા, સર્વતંત્રસ્વરૂપ, સર્વ તત્ત્વથી અતિ દૂર રહેલા, બ્રહ્મા અને રુદ્રના અવતારને ધારણ કરનારા,

नीलकण्ठाय पार्वतीमनोहरप्रियाय सोमसूर्याग्निलोचनाय भस्मोद्धूलितविग्रहाय महामणिमुकुटधारणाय माणिक्यभूषणाय सृष्टिस्थितिप्रलयकालरौद्रावताराय दक्षाध्वरध्वंसकाय महाकालभेदनाय मूलाधारैकनिलयाय तत्त्वातीताय गङ्गाधराय सर्वदेवाधिदेवाय षडाश्रायाय वेदान्तसाराय त्रिवर्गसाधनायानन्तकोटिब्रह्माण्डनायकायानन्तवासुकि-

શ્યામ કંઠવાળા, પાર્વતીના મનનું હરણ કરનારા અને તેથી જ તેમને પ્રિય લાગતા, સોમ, સૂર્ય અને અગ્નિરૂપી નેત્રવાળા, ભસ્મથી લેપાયલા શરીરવાળા, મોટા મોટા મણિઓના મુકુટને ધારણ કરનાર, માણિક્યના અલંકારને પહેરનાર, લોકોની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરવા માટે કાલ-સ્વરૂપ રૌદ્રાવતારને ધારણ કરનાર, દક્ષના યજ્ઞનો નાશ કરનાર, મહાકાલનો પણ વિનાશ કરનાર, મૂલાધાર જેમનું એક સ્થાન છે એવા, તત્ત્વોને ઓળંગી ગયેલા, ગંગાને ધારણ કરનાર, સર્વ દેવોના અધિષ્ઠાતા દેવ, ષડ્અંગનો આશ્રય કરીને રહેલા, વેદાન્તના સારભૂત, ધર્મ, અર્થ

तक्षककर्कोटकशङ्खकुलिकपद्ममहापद्मेत्यष्टमहानाग-कुलभूषणाय प्रणवस्वरूपाय चिदाकाशायाकाशादि-कस्वरूपाय ग्रहनक्षत्रमालिने सकलाय कलङ्करहि-ताय सकललोकैककर्त्रे सकललोकैकभर्त्रे सकललो-कैकसंहर्त्रे सकललोकैकगुरवे सकललोकैकसाक्षिणे सकलनिगमगुह्याय सकलवेदान्तपारगाय सकल-लोकैकवरप्रदाय सकललोकैकशङ्कराय शशाङ्कशेख-

-અને કામરૂપ ત્રિવર્ગ પ્રાપ્ત કરવા માટેના સાધનભૂત, અનંત કોટિ બ્રહ્માંડના નાયક, અનંત, વાસુકિ, તક્ષક, કર્કોટક, શંખ, કુલિક, પદ્મ અને મહાપદ્મ

એ આઠ મહાનાગોના કુલને શોભાવનાર, પ્રણવ-
સ્વરૂપ, ગ્રહો અને નક્ષત્રો જેમને માલારૂપ છે
એવા, કલાયુક્ત, કલંકરહિત, સર્વ લોકના એક
સંહાર કરનાર, સર્વ લોકના એક ગુરુરૂપ, સર્વ
લોકના એક સાક્ષિરૂપ, સર્વ વેદોમાં ગુહ્ય રીતે
રહેલા, સર્વ વેદાન્તના પારને પામેલા, સર્વ લોકને
પોતે એકજ વરદાન આપનાર, સર્વ લોકનું
એકલા કલ્યાણ કરનાર; જેમના મસ્તકને
राय शाश्वतनिजावासाय निराभासाय निरामयाय
निर्मलाय निर्लोभाय निर्मदाय निश्चिन्ताय निर-
हङ्काराय निरङ्कुशाय निष्कलङ्काय निर्गुणाय
निष्कामाय निरुपप्लवाय निरवद्याय निरन्तराय
निष्कारणाय निरत्नकाय निष्प्रपञ्चाय निःसङ्गाय
निर्द्वन्द्वाय निराधाराय नीरागाय निष्क्रोधाय
निर्मलाय निष्पापाय निर्भयाय निर्विकल्पाय
निर्भेदाय निष्क्रियाय निस्तुलाय निःसंशयाय
વિષે ચન્દ્ર રહેલો છે એવા, પોતાના અવિનાશિ
સ્થાનવાળા, જેમને કોઈ પ્રકાશક નથી એવા,
રોગરહિત, શુદ્ધસ્વરૂપ, લોભરહિત, મદરહિત,
ચિંતારહિત, અહંકારરહિત, અંકુશરહિત, કલંક
વિનાના, નિર્ગુણ, કામનારહિત, ઉપાધિરહિત,
પાપરહિત, અંતરાય વિનાના, કારણરહિત, અંત-

રહિત, પ્રપંચ રહિત, સંગરહિત, સુખદુઃખાદિના
જોડકાં જેને નથી, આધાર રહિત, આસક્તિરહિત;
ક્રોધરહિત, નિર્મળ, પાપરહિત, ભયરહિત, કલ્પી
ન શકાય એવા, ભેદરહિત, ક્રિયા વિનાના,
જેમની સમાન કોઈ નથી એવા, સંશયરહિત,
निरञ्जनाय निरुपमविभवाय नित्त्यशुद्धबुद्धपरिपू-
र्णसच्चिदानन्दाद्वयाय परमशान्तस्वरूपाय तेजोरू-
रूपाय तेजोमयाय जय जय रुद्र महारौद्र भद्राव-
तार महाभैरव कालभैरव कल्पान्तभैरव कपालमा-
लाधर खट्वाङ्गखड्गचर्मपाशाङ्कुशडमरुशूलचापबा-
णगदाशक्तिभिन्दिपालतोमरमुसलमुद्गरपाशपरिघ-
भुशुण्डीशतघ्नीचक्राद्यायुधभीषणकर सहस्रमुख दं-
નિરંજન, અતુલ વૈભવવાળા, નિત્ય, શુદ્ધ, બુદ્ધ,
પરિપૂર્ણ, સચ્ચિદાનંદ અને અદ્વયરૂપ એવા,
પરમ શાંત સ્વરૂપવાળા, તેજોરૂપ અને તેજોમય
એવા શંકરને મારા નમસ્કાર હો! હે રુદ્ર! હે
મહાભયંકર! જય પામો, જય પામો. હે કલ્યાણ-
કારક અવતારને ધારણ કરનાર! હે મહાભયંકર!
હે કાલને પણ ભયંકર લાગતા! હે કલ્પના
અંતમાં ભૈરવસ્વરૂપે રહેનારા! હે કપાલની માળાને
ધારણ કરનાર! હે ખટ્વાંગ નામનું આયુધ, ખડ્ગ,
ચર્મ, પાશ, અંકુશ, ડમરુ, શૂલ, ચાપ, બાણ,

ગદા, શક્તિ, ભિંડિમાલ, તોમર, મોધરી, પાશ, પરિઘ, ભુશુંડી, શતઘ્ની અને ચક્ર વગેરે

दंष्ट्राकरालवदन विकटाट्टहासविस्फारितब्रह्माण्डमण्डल नागेन्द्रकुण्डल नागेन्द्रहार नागेन्द्रवलय नागेन्द्रचर्मधर मृत्युञ्जय त्र्यम्बक त्रिपुरान्तक विश्वरूप विरूपाक्ष विश्वेश्वर वृषभवाहन विषविभूषण विश्वतोमुख सर्वतो रक्ष रक्ष मां जय जय महामृत्युमपमृत्युभयं नाशय नाशय चोरभयमुत्सादयोत्सा-

આયુધો વડે ભયંકર લાગતા હાથવાળા અને હજારો મુખવાળા! હે દાઢોવડે વિકરાલ મુખવાળા! હે ભયંકર અટ્ટહાસ્ય વડે બ્રહ્માંડમંડળને જેમણે કંપાવેલું છે એવા! હે મહાન્ સર્પોનાં કુંડળવાળા! હે મહાન્ સર્પોના હાર પહેરનારા! હે મહાન્ સર્પોનાં કડાં પહેરનારા! હે મહાન્ નાગ ચર્મને ધારણ કરનારા! હે મૃત્યુને જીતનાર! હે ત્રણ નેત્રવાળા! હે ત્રિપુરાસુરનો નાશ કરનાર! હે વિશ્વરૂપ! હે વિરૂપ નેત્રવાળા! હે વિશ્વના ઈશ્વર! હે વૃષભના વાહનવાળા! હે વિષરૂપી અલંકારવાળા! અને હે સર્વ દિશા તરફ મુખવાળા શંભો! સર્વ બાજુ મારું રક્ષણ કરો, મહા મૃત્યુને જીતો જીતો, ખરાબ મૃત્યુના ભયનો નાશ

दय विषसर्पभयं शमय शमय चोरान्मारय मारय मम शत्रूनुच्चाटयोच्चाटय त्रिशूलेन विदारय विदारय कुठारेण भिन्धि भिन्धि खड्गेन छिन्धि छिन्धि खट्वाङ्गेन विपोथय विपोथय मुसलेन निष्पेषय निष्पेषय बाणैः संताडय संताडय रक्षांसि भीषय भीषयाशेषभूतानि विद्रावय विद्रावय कूष्माण्डवेतालमारीचब्रह्मराक्षसगणान् संत्रासय संत्रासय

કરો નાશ કરો, ચોરના ભયને ટાળી નાખો ટાળી નાખો, વિષ અને સર્પના ભયને શાંત કરો શાંત કરો, ચોરોને મારો મારો, મારા શત્રુઓને ઉખાડી નાખો ઉખાડી નાખો, તેમને ત્રિશૂલ વડે છેદી નાંખો છેદી નાંખો, ફરશી વડે ભેદી નાંખો, ભેદી નાંખો, ખડ્ગ વડે કાપી નાંખો કાપી નાંખો, ઈસ વડે મારો મારો, સાંબેલા વડે કચડી નાંખો કચડી નાંખો, બાણો વડે વીંધી નાંખો વીંધી નાંખો, રાક્ષસોને ભય પમાડો, ભય પમાડો, સમગ્ર ભૂતોને નસાડો નસાડો, કૂષ્માંડ, વેતાલ, મારીચ અને બ્રહ્મરાક્ષસના સમૂહોને અત્યંત ત્રાસ આપો ત્રાસ આપો, મને નિર્ભય કરો નિર્ભય

ममाभयं कुरु कुरु वित्रस्तं मामाश्वासयाश्वासय नरकमहाभयान्मामुद्धरोद्धर संजीवय संजीवय क्षुत्तृड्भ्यां मामाप्याययाप्यायय दुःखातुरं मामान-

न्द्यानन्दय शिवकवचेन मामाच्छादयाच्छादय मृत्युञ्जय त्र्यम्बक सदाशिव नमस्ते नमस्ते ॥३७॥
કરો, અત્યંત ત્રાસ પામેલા મને આશ્વાસન આપો આશ્વાસન આપો, નરકના મહાન્ ભયમાંથી મારો ઉદ્ધાર કરો ઉદ્ધાર કરો, મને જીવાડો જીવાડો, ભુખ અને તરસમાંથી મને બચાવો બચાવો, દુઃખોથી પીડાયલા એવા મને આનંદ પમાડો આનંદ પમાડો અને આ શિવકવચ વડે મારું રક્ષણ કરો રક્ષણ કરો; હે મૃત્યુને જીતનાર અને હે ત્રણ નેત્રવાળા સદાશિવ! આપને હું નમસ્કાર કરું છું નમસ્કાર કરું છું. ॥૩૭॥

ऋषभ उवाच । इत्येतत्कवचं शैवं वरदं व्याहृतं मया । सर्वबाधाप्रशमनं रहस्यं सर्वदेहिनाम् ॥३८॥

ઋષભ કહે છેઃ—આ પ્રમાણે વરદાન આપવાવાળું અને સર્વપ્રાણીઓની સર્વ પ્રકારની પીડાને શાંત કરનારું આ ગુપ્ત એવું શિવકવચ મેં કહ્યું. ॥ ૩૮ ॥

यः सदा धारयेन्मर्त्यः शैवं कवचमुत्तमम् । न तस्य जायते क्वापि भयं शंभोरनुग्रहात् ॥३९॥

જે મનુષ્ય આ ઉત્તમ એવા શિવકવચને હમેશાં ધારણ કરે છે—પાઠ કરે છે, તેને શંકર

પરમાત્માની કૃપા થકી કોઈ પણ ઠેકાણે ભય પ્રાપ્ત થતો નથી. ॥ ૩૯ ॥

क्षीणायुः प्राप्तमृत्युर्वा महारोगहतोऽपि वा। सद्यः
सुखमवाप्नोति दीर्घमायुश्च विन्दति ॥४०॥

વળી અલ્પ આયુષ્યવાળો, જેનું મૃત્યુ પાસે આવેલું છે એવો કે જે મહારોગવડે નાશ પામવા જેવો થઈ ગયેલો હોય તે આનાથી તત્કાળ સુખને પામે છે અને લાંબા આયુષ્યને મેળવે છે. ॥૪૦॥

सर्वदारिद्र्यशमनं सौमङ्गल्यविवर्धनम्। यो धत्ते
कवचं शैवं स देवैरपि पूज्यते ॥४१॥

સર્વ પ્રકારની દરિદ્રતાને મટાડનાર અને ઉત્તમ પ્રકારનાં મંગલોને વધારનાર આ શિવ-કવચને જે મનુષ્ય ધારણ કરે છે તે દેવોવડે પણ પૂજાય છે. ॥ ૪૧ ॥

महापातकसंघातौर्मुच्यते चोपपातकैः। देहान्ते मु-
क्तिमाप्नोति शिवधर्मानुभावतः ॥४२॥

શિવકવચના પ્રભાવથી મોટા પાપોના સમૂહો-માંથી તેમ નાનાં નાનાં પાપોથી પણ માણસ મુક્ત થાય છે, અને દેહાન્ત થયા પછી મુકિતને પામે છે. ૪૩

त्वमपि श्रद्धया वत्स शैवं कवचमुत्तमम्। धारयस्व
मया दत्तं सद्यः श्रेयो ह्यवाप्स्यसि ॥४३॥

માટે હે વત્સ ! તું પણ આ મેં આપેલા ઉત્તમ શિવકવચને શ્રદ્ધાયુકત થઇને ધારણ કર, કે જેથી તું તત્કાળ કલ્યાણને પામીશ ॥ ૪૩ ॥

सूत उवाच । इत्युक्त्वा ऋषभो योगी तस्मै पार्थिवसूनवे । ददौ शङ्खं महारावं खड्गं चारिनिषूदनम् ॥

સૂત બોલ્યાઃ-આ પ્રમાણે કહી તે યોગી ઋષભે તે રાજપુત્રને મહાન્ શબ્દ કરનારો શંખ અને શત્રુઓનો નાશ કરનાર ખડગ આપ્યું. ॥૪૪॥

पुनश्च भस्म संमन्त्र्य तदङ्गं परितोऽस्पृशत् गजानां षट्सहस्रस्य द्विगुणस्य बलं ददौ ॥ ४५ ॥

ત્યાર પછી ભસ્મ મંત્રીને તે રાજપુત્રના અંગની ચારે બાજુ ચોળી અને બાર હજાર હાથીઓનું બળ તેને આપ્યું. ॥ ૪૫ ॥

भस्मप्रभावात्संप्राप्तबलैश्वर्यधृतिस्मृतिः। स राजपुत्रः शुशुभे शरदर्क इव श्रिया ॥ ४६ ॥

ભસ્મના પ્રભાવથી બળ, ઐશ્વર્ય, ધૃતિ અને સ્મૃતિને પ્રાપ્ત થયેલો તે રાજપુત્ર શરદ-ઋતુનો સૂર્ય શોભે તેમ શોભતો હતો. ॥ ૪૬ ॥

तमाह प्राञ्जलिं भूयः स योगी नृपनन्दनम् । एष खड्गो मया दत्तस्तपोमन्त्रानुभावितः ॥ ४७ ॥

ત્યાર પછી તે યોગી ઋષભે બે હાથ જોડીને ઉભા રહેલા તે રાજપુત્રને ફરી કહ્યું કે 'આ

ખડગ મેં તને તપ અને મંત્રથી પ્રભાવયુક્ત કરીને આપેલ છે. ॥ ૪૭ ॥

शितधारमिमं खड्गं यस्मै दर्शयसे स्फुटम् । स सद्यो
म्रियते शत्रुः साक्षान्मृत्युरपि स्वयम् ॥ ४८ ॥

માટે તીક્ષ્ણ ધારવાળું આ ખડગ તું જેને બતાવીશ તે તારો શત્રુ તત્કાળ મૃત્યુ પામશે; પછી સાક્ષાત્ મૃત્યુ પોતે પણ હોય તોયે શું ? અર્થાત્ તેનો પણ વિનાશ થશે. ॥ ૪૮ ॥

इति श्री शिवकवच समाप्त

## હરિહરની આરતી.



જયદેવ જયદેવ જય શ્રી હરિહરા ( ૨ ),
ગંગાધર ગિરિજાવર (૨), ઈશ્વર ઓમૂકારા;
ૐ હર હર હર મહાદેવ

વાઘાંબર પીતાંબર શીવ શ્યામે પહેર્યાં ( ૨ ),
કમલ નયન કેશવને (૨), શીવને ત્રિ નયના; ૐ હર—

નંદિવાહન ખગવાહન શીવ ચક્ર ત્રિશુળધારી ( ૨ ),
ત્રિપુરારી મોરારી (૨), જય કમળાધારી; ૐ હર—

વૈકુંઠ વસે વિશ્વંભર શીવજી કૈલાસે ( ૨ ),
હરિ કાળા હર ગોરા (૨), તે તેને ધ્યાસે; ૐ હર—

રામને રૂડાં રાજ શીવ બાંધે ઝોળી ( ૨ ),
રામને રીંછ વાનર, (૨), શીવને ભૂત ટોળી; ૐ હર—

ચંદન ચડે શ્રીકમને, શીવહર ભસ્માંગે ( ૨ ),
રામે હૃદયે રાખ્યાં (૨), ઉમીયા અર્ધાંગે; ૐ હર—

કૌસ્તુભ મણી કેશવને, શીવને રૂંઢમાળા (૩),
મુક્તાફલ માધવને, (૨), શીવને સર્પ કાળા; ૐ હર—

કેવડો વ્હાલે કેશવને, શીવને ધંતુરો (૨),
શ્રીકમને વ્હાલાં તુળસી (૨), શીવને બીલીપત્ર; ૐ હર—

લક્ષ્મીવર ઉમીયાવર, શંકર શામળીયા (૨),
હરિહર નટવર સ્વામી (૨), એકાંતે મળીયા; ૐ હર—

મોહન ને મહાદેવ બે સુંદર ગાશો (૨),
હરિહરના ગુણ ગાતાં (૨), હરીચરણે જાશો; ૐ હર—

એ બે એક સ્વરૂપ, ભેદ ન ઉર ધરશો (૨),
ભોળા ભૂધર ભજતાં (૨), ભવસાગર તરશો; ૐ હર—

હરિહરની આરતી, જે કોઇ ગાશે (૨),
ભણે શીવાનંદ સ્વામી (૨), મનવાંચ્છિત થાશે;
કૈલાશે જાશે. ૐ હર હર હર મહાદેવ.

———o———

# શીવજીની આરતિ.

જય શિવ ૐકારા પ્રભુ જય શિવ ૐકારા (૨),
બ્રહ્મા વિષ્ણુ સદાશિવ (૨), અર્ધાંગે ધારા. જય શિવ.
એકાનન ચતુરાનન, પંચાનન રાજે, શિવ૦
હંસાસન ગરૂડાસન (૨), વૃષવાહન સાજે. જય શિવ
દ્વિભૂજ ચાર ચતુર્ભુજ, દશ ભુજ તે સોહીએ, શિવ.
તે સૌ રૂપ નિરખતાં (૨), ત્રીભુવનજન મોહીએ. જય શિવ
શ્વેતાંબર પીતાંબર વાઘાંબર અંગે, શિવ૦
વિબુધાદિક સનકાદિક (૨), ભૂતાદિક સંગે. જય શિવ
અક્ષમાળા વનમાળા, રૂંઢમાળા ધારી, શિવ૦
ચંદન મૃગમદ શોભિત (૨), ત્રિપુંડ શુભકારી. જય શિવ
કર મધ્યે કમંડળ, ચક્ર ત્રિશૂળ ધર્તા, શિવ૦
જુગકર્તા જુગભર્તા (૨), જુગને સંહર્તા. જય શિવ
ભિન્ન નહિ ત્રણ રૂપ, જાણે અવિવેકે, શિવ૦
પ્રણવાક્ષરને મધ્યે (૨), એ ત્રણ છે એકે. જય શિવ
ત્રિગુણાત્મકની આરતિ, જે કોઇ ગાશે, શિવ૦
ભણે શિવાનંદ સ્વામી (૨), સુખ સંપત્ત થાશે. જય શિવ

પ્રકાશક : જયંતીલાલ વિઠ્ઠલદાસ મહેતા,
'હરિહર પુસ્તકાલય' ટાવર રોડ–સુરત.

મુદ્રક : ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક, શ્રી 'અનાવિલ બંધુ'
પ્રીન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળ–સુરત.

---


આ કવર પેજ દરીયા મહેલ આગળ આવેલા ધી જૈનાનંદ
પ્રીં. પ્રેસમાં છાપ્યું.